



પરમકૃપાળુના
પુનિત ચરણારવિંદમાં



રસમૂર્તિ મહાકવિ કાલિદાસના વિશ્વવિખ્યાત
'મેઘદૂત' કાવ્યની ગુર્જરી ગિરામાં સમશ્લોકી
રૂપાંતરિત કાવ્યકૃતિ
જે પરમકૃપાળુ પરમાત્માની પરમકૃપાથી
હું સાધી શકયો છું
એ પરમકૃપાળુ પ્રભુને
ચરણે
અતિ વિનીતભાવે, કૃતજ્ઞ બુદ્ધિથી

અર્પણ

—કૃપા


અનુક્રમણિકા





# પ્રસ્તાવના

શ્રી કૃપાશંકર બેચરલાલ પંડિતે મને એમના 'મેઘદૂત'ના સમશ્લોકી ભાષાંતરની પ્રસ્તાવના લખવા કહ્યું, ત્યારે નિશ્ચે મને લાગ્યું કે તેઓ ઘર ભૂલ્યા છે. ન તો હું સાહિત્યકાર કે સાહિત્યવિવેચક. પ્રત્યેક શિક્ષિત નાગરિક માતૃભાષાથી પરિચિત હોઈ સાહિત્ય-રસિક હોઈ શકે, પરંતુ તેટલી માત્ર યોગ્યતાથી આવી કૃતિની પ્રસ્તાવના લખવાની યોગ્યતા પ્રાપ્ત ન થાય. તથાપિ દીર્ઘ પરિચય અને સૌજન્ય-પ્રેરિત એમની માગણી હું તરછોડી ન શકયો અને પરિણામે હું આજ પ્રસ્તાવના લખવાની ધૃષ્ટતા કરું છું.

ભાષાંતર કરવું એ સહજ વાત નથી. સફળ ભાષાંતર કરતાં પહેલાં મૂળ લેખકના માનસમાં ઓતપ્રોત થવું જોઈએ છે. અને મૂળ લેખક જો પ્રસ્તુત ભાષામાં લખે તો કેવી કૃતિ રજૂ કરે, એનું તાદૃશ ચિત્ર દૃષ્ટિ સમક્ષ રાખવું જોઇએ છે. તો જ ભાષાંતર અનુરૂપ થાય. કેવળ શબ્દ-રચનાને વળગી રહેવું એ તો શબ્દજાળ વિસ્તારવા જેવું છે. પરંતુ એ રચનાની ભીતર અર્થસંદર્ભ અને ભાવા-લેખન હોય છે. એનો પાર પામી તેનું ભાષાંતરમાં યથાર્થ આલેખન કરવું એમાજ ભાષાંતરની સફળતા છે. સાધારણ ભાષાંતર કરવામાં આટલી ખૂબીઓ હોવી જોઇએ. અને સિદ્ધહસ્ત લેખક એ બધી સંપાદન કરવામાં યશસ્વી નીવડે.

સમશ્લોકી ભાષાંતર કરવામાં તો આનાથી પણ વધુ દુષ્કરતા હોય છે. શ્લોકબદ્ધતાને લીધે આલેખનની સીમા

બંધાઈ ગયેલી હોય છે. તેને શ્લોક યા વૃત્તરચનાની મર્યાદામાં રહીને જ શબ્દ અર્થ અને ભાવ પ્રદર્શિત કરવાના હોય છે, અને આથી કરીને ભાષાંતર કરવાનું કાર્ય નિતાંત દુષ્કર થાય છે. કોઈ કોઈ સ્થળે ક્લિષ્ટ રચના અવશ્ય પ્રાદુર્ભૂત થાય છે. અને વખતોવખત ભાષાંતરકારને વધુ અવકાશ મળ્યો હોત તો આલેખન વધુ સુગમ અને ભાવવાહી થતે, એમ લાગ્યા વગર રહેતું નથી. એમાં પણ જો મૂળ સાદી ભાષામાં હોય, વધારામાં અનુષ્ટુપ અથવા ઉપજાતિ જેવાં વૃત્તોમાં હોય, તો ભાષાંતરકારનું કાર્ય એટલું કઠિન હોતું નથી; પરંતુ મહાકવિ કાલિદાસ જેવા સમર્થ કવિની અનુપમ કૃતિ હોય, મંદાક્રાંતા ઇત્યાદિ વૃત્તોમાં લખાયેલી હોય, શબ્દરચના અર્થગાંભીર્ય અને ભાવનિર્ભરતા પદે પદે સમુલ્લસતાં હોય; તો ભાષાંતરકારની કઠિનતાની અવધિ જ પ્રાપ્ત થાય છે, અને એનું કાર્ય દુષ્કરતમ નીવડે છે.

મહાકવિ કાલિદાસના 'મેઘદૂત'નું સમશ્લોકી ભાષાંતર કરવાની હામ કોઈ વિરલ સાહિત્યકાર જ ભીડી શકે. અને એનું ભાષાંતર કરવામાં શ્રી કૃપાશંકર ભાઈએ ઐકાંતિક સફળતા પ્રાપ્ત કરી છે. સમશ્લોકીમાં વૃત્તબંધની મર્યાદાના કારણે ક્વચિત્ અનિવાર્ય ક્લિષ્ટતા, હ્રસ્વ દીર્ઘ પ્રયોગો, ઉચ્ચાવચ પંક્તિરચના ઇત્યાદિ કહેવાતા દોષો હોવા છતાં સરવાળે આખું ભાષાંતર સુસંબદ્ધ ભાવવાહી અને હૃદયંગમ પરિણમ્યું છે અને સાહિત્ય-રસિકોને રોચક અને આહ્લાદ જનક નીવડશે. ગુજરાતી વાઙ્મયના અભ્યાસીઓને એમની આ કૃતિ મૂળ કાવ્યના અભાવે એક કલાત્મક રસથાળ અર્પશે અને ગુજરાતી સાહિત્યના એક વિશિષ્ટ લેખક તરીકે એમનું એક અનોખું સ્થાન કલ્પશે એવો દૃઢ વિશ્વાસ છે.

નાને મોઢે મોટી વાતો કરવી અસ્થાને છે. આવા દુષ્કર કાર્યની સફળતાથી પૂર્ણાહુતિ કરવા સારું હું શ્રી કૃપાશંકરભાઇને વારંવાર અભિનંદુ છું અને આશા રાખું છું કે આ જ રીતે, બલ્કે વધુ ઉત્કૃષ્ટ સ્વરૂપે, તેઓ ભવિષ્યમાં ગિરા ગુર્જરીની સેવા કરી ગુજરાતી સાહિત્યકાર તરીકે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરશે.

ઇતિ અલં વિસ્તરેણ.

વારાણસી — નટવરલાલ હરિલાલ ભગવતી

૫-૩-૬૧ — ( નિવૃત્ત સુપ્રીમ કોર્ટના જજ, કુલપતિ કાશી – હિન્દુ વિશ્વવિદ્યાલય : (વારાણસી)



# પ્રાસંગિક કથન.

સંસ્કૃત ભાષાના વિશાળ વાઙ્મયમાં મૈયા પ્રકૃતિના પ્રસાદપ્રાપ્ત અને રસસિદ્ધ મહાકવિ કાલિદાસનું 'મેઘદૂત કાવ્ય' સર્વ મણિઓમાં મહાર્ઘ મણિ સમાન કાવ્ય છે સર્વ રસોનું સમુચ્ચયરૂપ, ઊર્ધ્વગામી કલ્પનાઓથી ઊભરાતું અને ઉપરાઉપરી અનેક ઉપમાઓથી છક કરતું એ વિદ્વાનોની અલૌકિક સૌરભપ્રદ મનોહર રમણવાટિકા છે. આવા આ કાવ્યનું સ્વભાષામાં સમશ્લોકી ભાષાંતર કરવાની મને ઇચ્છા થઈ. અને વિદ્યાવ્યાસંગી કીલાભાઈ ઘનશ્યામ, મહાકવિ નાનાલાલભાઈ અને વિદ્વાન ભીમરાવભાઈ દિવેટિયાનાં સમશ્લોકી ભાષાંતરો વાંચ્યાં. આથી તો વળી સમશ્લોકી ભાષાંતર કરવાની ઇચ્છા વિશેષ પ્રબળ થઇ. આ કામ દુર્ઘટ છતાં સુનિશ્ચયથી બની સ્વભાષામાં સમશ્લોકી ભાષાંતર કરવાનું કામ આરંભ્યું. નિર્ણયસાગર પ્રેસ મુંબઈ તરફથી પ્રસિદ્ધ થયેલ 'મેઘદૂત' અને એના ટીકાકાર મલ્લિનાથની ટીકાને ભાષાંતર કરવામાં હું અનુસર્યો છુ. મેં અન્ય ટીકાકારોની ટીકાઓ જોવાનો પ્રયાસ કર્યો નથી. મલ્લિનાથ પોતે ટીકા કરવામાં જ્યાં અન્ય ટીકાકારોથી જુદા પડે છે, ત્યાં એનો પોતાની ટીકામાં ઉલ્લેખ કરે છે, આથી બીજા ટીકાકારોની ટીકાઓ જોવાની મને જરૂર જણાઈ નથી. ટીકા અને મૂળ શ્લોકને બરાબર સમજી, શ્લોકના ભાવને બરાબર મનમાં રમાડી એને સ્વભાષામાં પ્રતિબિંબિત કરવાને હું મથ્યો છું. છતાં મૂળ વસ્તુની જરા પણ ક્ષતિ ન થાય એને માટે પૂરતી કાળજી રાખી છે; તેમજ સ્વાભાવિકતા સાચવવા પૂરતો સાવધાન રહ્યો છું.

ભાષાંતરના પચીશેક શ્લોકો તૈયાર કર્યા પછી મને વિચાર આવ્યો કે આમને આમ મનસ્વીપણે વધ્યા કરવું એ ઠીક નથી, પણ ભાષાંતર કરવામાં પ્રમાણભૂત અને સમર્થ વિદ્વાન કેશવલાલભાઈ ધ્રુવને કરેલું સમશ્લોકી બતાવું અને આમાં મારી અયોગ્યતા અને મિથ્યા પ્રયાસ જણાય તો ત્યાંથી અટકું. આવી સમજથી હું વિદ્વદ્વર્ય કેશવલાલભાઈને ત્યાં કરેલ સમશ્લોકી ભાષાંતરના શ્લોકો લઈને ગયો. અને જણાવ્યું કે "મેં મેઘદૂતનું સમશ્લોકી ભાષાંતર કરવા માંડયું છે; એ આપ જોવા કૃપા કરો. જો બરાબર હોય તો આગળ પ્રયાસ કરું, નહિ તો મારી અભિલાષાને આવરી આગળ વધતો અટકું". મેઘદૂત કાવ્ય નું સમશ્લોકી ભાષાંતર કરવાની કઠણાશ જાણનાર અને અનુભવનાર વિદ્વદ્વર્ય કેશવલાલભાઇ મારા સામું જ જોઈ રહ્યા અને કશું બોલ્યા નહિ. મેં ફરી નમ્રતાથી કહ્યું : "હું જ્યારે કરેલા પ્રયાસના શ્લોકો અત્રે લાવ્યો છું, તો એ સાંભળી જવા કૃપા કરો મારો મિથ્યા પ્રયાસ હશે તો હું આટલે થી જ આગળ વધતો અટકીશ." આ સાંભળી એઓશ્રીએ મને આણેલા શ્લોકો વાંચી જવાની આજ્ઞા કરી. મેં એક પછી એક શ્લોક મૂળ શ્લોક સહિત સમશ્લોકી ભાષાંતર વાંચવા માંડયું પ્રથમ સમશ્લોકી ભાષાંતરથી જ એઓશ્રી ઉપર સારી અસર થઈ છે એમ લાગ્યું. પાંચેક શ્લોકો મેં વાંચ્યા અને મેં એઓશ્રીને પૂછયું : "આપ કહેતા હો તો આગળ વાંચુ અથવા આટલેથી જ અટકું." એમણે કહ્યુ : "ના, જેટલા શ્લોકો લાવ્યા છો તે બધાય વાંચી જાઓ". હું ભાષાંતરના પચીશ શ્લોકો લઈ ગયો હતો તે એક પછી એક એમ બધાય વાંચી ગયો. આ ભાષાંતરની એમના મન ઉપર શી અસર થઈ છે. એ જાણવા ઉત્સુકપણે

એમના સામું હું જોઇ રહ્યો, અને તરત જ એઓશ્રીએ હર્ષિત હૃદયે મને જણાવ્યું : "ભનુભાઈ, (આ નામથી મારા એમની સાથેના ભુજના સંબંધને લીધે એઓ મને બોલાવતા હતા.) આજ સુધીનાં થયેલાં સમશ્લોકી ભાષાંતરોમાં તમારું ભાષાંતર ઉત્તમ છે. વાસ્તે 'પૂર્વમેઘ' અને ઉત્તર મેઘનું ભાષાંતર પૂરું કરી મારી પાસે આવજો". થોડાક માસ પછી આ ભાષાંતર પૂરું કરી કરેલું ભાષાંતર લઈ એમની પાસે ગયો. એઓશ્રીએ એક એક શ્લોક સર્વ બાજુથી તપાસી જોયો અને ત્રણેક શ્લોક માં ઉચિત સૂચના અને સુધારો કરી કરેલા ભાષાંતર ને સુહાવ્યું અને સંતોષ દર્શાવ્યો. આ પ્રસંગ બન્યા પછી એઓ અત્રેના ઘરમાં પડી ગયા અને મુંબઇ ગયા અને ત્યાં એમનો સ્વર્ગવાસ થયો. મારી પ્રસ્તાવના લખાવવાની ઇચ્છા મનમાં જ રહી. ત્યાર પછી પ્રસિદ્ધ નવલ કથાકાર સદ્‌ગત રમણલાલ વસંતલાલ દેસાઈને મળવાનો યોગ થયો. એમની આગળ દશેક શ્લોકો વાંચ્યા અને એ સાંભળી એઓશ્રી બોલ્યા : "આ ભાષાંતર સારું થયેલું છે. આની પ્રસ્તાવના હું લખીશ. પ્રેસમાં છપાવવા જાય એટલે મને પત્ર લખજો." પરંતુ આવો લાભ હું બેમાંથી એકેનો પણ લઈ શક્યો નથી. ત્યારપછી વેદાંત અને તત્ત્વજ્ઞાનના પ્રખર વિદ્વાન સદ્‌ગત આનંદશંકરભાઈ કે જેઓ મારા ઉપર સદ્‌ભાવ રાખતા હતા. તેમના સંબંધને લઈને અત્રે ગુજરાત યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર હરસિદ્ધભાઈ દિવેટિયાને મળ્યો અને કરેલું ભાષાંતર બતાવ્યું, અને પ્રસ્તાવના લખી આપવાની વિનંતિ કરી એઓશ્રીએ ભાષાંતર સાંભળી ઉદ્‌ગાર કાઢ્યા : "આવું સરસ ભાષાંતર છપાયા વગર કેમ પડી રહ્યું છે"? મેં જણાવ્યું "સંજોગવશાત્". એઓશ્રીએ એક

માસ પછી પ્રસ્તાવના લખી આપવાનું જણાવ્યું; પણ પ્રતિકૂળતાને લઇને આ પણ લાભ લઇ શકયો નહિ. આખરે પુરાણી ઓળખાણના સુપ્રીમ કોર્ટના નિવૃત્ત જજ અને હાલમાં વારાણસી-હિંદુ યુનિવર્સિટીના કુલપતિ સહૃદયી શ્રી નટવરલાલભાઈ ભગવતીને મળ્યો અને કરેલા સમશ્લોકી ભાષાન્તરની પ્રસ્તાવના લખી આપવાની વિનંતિ કરી અને કરેલા ભાષાન્તરની નોટ એમની સાથે બનારસ લઈ જવાને આપી. એઓશ્રીએ સૌજન્ય ભાવે અતિ વ્યવસાય છતાં એકે એક શ્લોક બરાબર તપાસી થોડીક સૂચનાઓ સાથે પ્રસ્તાવના લખી મોકલાવી છે; અને કષ્ટ વેઠી કરેલા ભાષાન્તરને સુયુક્ત કરવા કૃપા કરી છે.

દુર્ઘટ સમશ્લોકી ભાષાન્તર કરવામાં હું સફળ થયો છું કે નહિ એ ચકાસવા માટે હું જુદા જુદા સમર્થ વિદ્વાનોની પાસે ગયો છું અને એમના હૃદયનો અભિપ્રાય જાણવા માટે જ આ માર્ગ મેં જાણી બૂઝીને લીધો છે. એમ કરવામાં કદાચ આત્મશ્લાઘા જેવું જણાશે; પણ ખરી રીતે જોતાં ખરી વસ્તુસ્થિતિ શી છે, એ જાણવા માટે જ આ માર્ગ મેં જાણી બૂઝીને વહોરી લીધો છે. આ ભાષાંતર કરવામાં મહાકવિ કાલિદાસની પ્રૌઢ ભાષાને શોભે એવી સંસ્કારી ગરવી ગુર્જરી ગિરામાં પદ્યરચના કરવા બનતો પ્રયાસ કર્યો છે. છતાં વાચકવૃંદ અને વિદ્વદ્વર્ગને જે જણાય તે ખરું.

'મેઘદૂત'ની અનુપમ કાવ્યકૃતિના કર્તા મહાકવિ કાલિદાસનો સમય ઈ. સ. પૂર્વે પ્રથમ સદીમાં છે, એવું અનેક વિદ્વાનોએ સમર્થન કરી નિર્ણય કર્યો છે. એ વિષય

નું विष्टस्य पेषणम् કરવા હું માગતો નથી; તેમજ એ વિષય-
પણ મારો નથી.

મહાકવિ કાલિદાસની અને એની દિવ્ય રસભરી મેઘદૂત કાવ્યકૃતિની વિશ્વવ્યાપી કીર્તિ છે. કોઈ સંસ્કારી એવી પ્રજા નથી કે જ્યાં આ સુમધુર કાવ્યનાં ભાષાન્તર નથી થયાં, અને હૃદયાહ્લાદક રસનું આસ્વાદન નથી થયું. દરેક ભાષામાં એનાં ભાષાન્તરો થયાં છે. અને ખુદ્ સંસ્કૃત ભાષામાં પણ એનાં અનુકરણો કરવાના પણ પ્રયાસો કરવામાં આવ્યા છે. આપણી ગુર્જરી ભાષામાં મૂળ શ્લોક-માં અને અન્ય શ્લોકમાં દશેક ભાષાન્તરો થયાં છે, છતાં અજોડ 'મેઘદૂત' તે અજોડ જ રહ્યું છે. આ વિરલ કૃતિ તે વિરલ જ રહી છે. સંસ્કૃત વિદ્વાનોને આ વિનોદ અને આનંદ આપનારી કૃતિ છે, તેથી સંસ્કૃત વાઙ્મયમાં પ્રચલિત વચન ચાલ્યું આવે છે કે "माघे मेघे गतं वयः" આ કાવ્ય સૃષ્ટિસૌંદર્યમાં વિહરણ કરાવનારું અને કલ્પનાઓના ભરમાં રમાડનારું છે. તેથી વાંચનારને અલૌકિક સુખનો અનુભવ થાય છે.

ઉપર જણાવેલા માન્યવર વિદ્વાનોએ આ ભાષાન્તર સરળ થયેલું જણાવ્યાથી અને મને પ્રભુ- કૃપાએ એવું થયેલું લાગવાથી મેં કોઈપણ શ્લોકનું ગદ્યમાં વિશેષ વિવરણ આપ્યું નથી; માત્ર કઠિન શબ્દોના અર્થ આપવાનું યોગ્ય ગણ્યું છે; છતાં બીજી આવૃત્તિ નીકળ-વાનો યોગ આવે તો જે ન્યૂનતા રહી હશે તે દૂર કરવા યત્ન કરવામાં આવશે. મને તો એક જ લગની હતી કે સમશ્લોકી ભાષાન્તર સરળ અને સ્વાભાવિક કેમ બને અને

એવુ જો બન્યુ હોય તો એ ગમેશ પ્રભુનો પ્રસાદ છે, મારો નહિ. અને એમ જો ન બન્યુ હોય. તો એમાં દોષ અને ક્ષતિ તે મારાં છે.

મેં મારા અન્ય વ્યવસાયમાં અતિ પરિશ્રમથી ગુર્જરી ગિરામા સમશ્લોકી ભાષાંતર કર્યું છે. એની પ્રસ્તાવના માન્યવર સહૃદયી શ્રી નરવરલાલ ભાઈ ભગવતીએ અતિ વ્યવસાય છતાં કરેલા સમશ્લોકી ભાષાંતરનો એકેએક શ્લોક તપાસી લખી આપી છે. એને માટે હુ અત્રે એઓશ્રીનો અંતઃકરણથી ઉપકાર માનુ છું.

આ ભાષાતર માવત વાંચી જોઈણી–શુદ્ધ કરી પ્રસિદ્ધ કરવામા દશવનામ કા. શાસ્ત્રીએ સેવા આપી છે. એ તરફ સાભારની લાગણીથી નિહાળી કૃતાર્થતા અનુભવુ છુ. આ મેઘદૂત છપાવવા મારુ માગ પ્રેમની ગોઠવણ કરી આપવા માટે તેમજ આ પુસ્તકને છપાવવા તથા ખપાવવા વગેરેની સર્વ વ્યવસ્થા અત્રેના સુપ્રસિદ્ધ ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલયના માલિક સાથે કરી આપવા માટે સહૃદયતાથી તનતોડ મહેનત કરનાર શ્રી મન્તિલાલ વાઘેલા પ્રત્યે ઉપકારવૃત્તિ દર્શાવવાની તક લઉં છુ. તેમજ આ દિશામા જેમણે જેમણે મને સહાય કરી છે તે સર્વેનો પણ ઉપકાર માનું છુ. અત્રે ન ચાલતા દિલગીરીના બે શબ્દો લખવા પડે છે કે બે કામમા છાપવામા ન ઈચ્છવા યોગ્ય ભૂલો થઈ છે તે શુદ્ધિ પત્રમા જોઈ વાચવા કૃપા કરવી.

ગુર્જર ગિરામા પ્રસિદ્ધ થતુ આ સમશ્લોકી ભાષાતર વર્ષો ઉપર તૈયાર થયેલુ હતુ: પણ પ્રતિકૂળ સન્જોગોના

કારણે અપ્રસિદ્ધ અવસ્થામાં પડી રહ્યું હતું તે હવે પ્રસિદ્ધ થઈ જનવૃંદના હાથમાં મુકાય છે, એને માટે પરમ કૃપાળુ પરમાત્માનો હૃદયના પૂર્ણ ભાવથી ઉપકાર માનું છું. તેમજ જે અભિલાષાથી અને સમજથી સમશ્લોકી ભાષાંતર કરવા ધારેલું તે પ્રમાણે એ સરળ ને સુવાચ્ય થઈ શક્યું હશે તો એનાથી મારા લીધેલા શ્રમની કૃતકૃત્યતા અનુભવીશ. હવે આગળ ન વધતાં આટલેથી જ વિરમું છું.

નમ્રજન

કૃપાશંકર બ્હેચરલાલ પંડિત



# મેઘદૂતનું

## ગુર્જરી ગિરામાં

સમશ્લોકી ભાષાંતર

# मेघदूत

## पूर्वमेघ

[मन्दाक्रान्ता वृत्तम्]

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारात्प्रमत्तः
शापेनास्तंगमितमहिमा वर्षभोग्येण भर्तुः ।
यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥१॥

तस्मिन्नद्रौ कतिचिदबलाविप्रयुक्तः स कामी
नीत्वा मासान्कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥२॥

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो-
रन्तर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ।
मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्तिचेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥३॥

प्रत्यासन्ने नभसि दयिताजीवितालम्बनार्थी
जीमूतेन स्वकुशलमयीं हारयिष्यन्प्रवृत्तिम् ।
स प्रत्यग्रैः कुटजकुसुमैः कल्पितार्घाय तस्मै
प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥४॥

મહાકવિ કાલિદાસના

## મેઘદૂતનું સમશ્લોકી ગુજરાતી ભાષાંતર

# પૂર્વમેઘ

મંદાક્રાંતા વૃત્ત

કોઈ યક્ષ સ્ખલિત ધરમે વર્ષનો સ્વામીશાપ
થાતાં કાંતાવિરહથી ધીખ્યો નિજ સામર્થ્યભ્રષ્ટ;
સીતાસ્નાને પુનિત જળ જ્યાં ને શિળી છાંયવાળાં
વૃક્ષો જ્યાં ત્હિં જઈ વસ્યો રામગિર્યાશ્રમોમાં ૧

તે અદ્રિમાં પ્રિયવિરહી તે કામીએ કેટલાક,
કાઢ્યા માસો કનકનું કડું નીસર્યે શૂન્ય હાથ ;
ને આષાઢે પ્રથમ દિવસે ભોંકી દંતુ ક્રીડંત,
હસ્તી-શો ત્યાં રમણીય દીઠો શૃંગ-ભેટેલ મેઘ. ૨

ઊભી કુષ્ટે કુતૂહલ તણા મૂળ તે મેઘ સામે,
અશ્રુહેયે ચિર સમય યક્ષ ડૂબ્યો વિચારે;
સંયોગીયે ચલિત મનના થાય જ્યાં જોઈ મેઘ,
આશ્લેષાર્થી પછી દૂર પડ્યા એહીનું ક્હેવું શું જ ? ૩

વ્હાલી કેરું જીવન ટકવા શ્રાવણ પ્રાસે જોઇ,
મેઘ દ્વારા ખબર ખુશીની ક્હાવવા ઉર આણી;
તેણે તાજાં કુટજ-કુસુમે મેઘને અર્ઘ આપી,
નેહે ભીનાં મધુર વચને હર્ષે લીધો પધાવી- ૪

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी-
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यः पाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥१०॥

कर्तुं यच्च प्रभवति महीमुच्छिलीन्ध्रामवन्ध्यां
तच्छ्रुत्वा ते श्रवणसुभगं गर्जितं मानसोत्काः ।
आ कैलासाद् बिसकिसलयच्छेदपाथेयवन्तः
संपत्स्यन्ते नभसि भवतो राजहंसाः सहायाः ॥११॥

आपृच्छस्व प्रियसखममुं तुङ्गमालिङ्ग्य शैलं
वन्द्यैः पुंसां रघुपतिपदैरङ्कितं मेखलासु ।
काले काले भवति भवतो यस्य संयोगमेत्य
स्नेहव्यक्तिश्चिरविरहजं मुञ्चतो बाष्पमुष्णम् ॥१२॥

मार्गं तावच्छृणु कथयतस्त्वत्प्रयाणानुरूपं
संदेशं मे तदनु जलद श्रोष्यसि श्रोत्रपेयम् ।
खिन्नः खिन्नः शिखरिषु पदं न्यस्य गन्तासि यत्र
क्षीणः क्षीणः परिलघुपयः स्रोतसां चोपभुज्य ॥१३॥

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि-
र्दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धाङ्गनाभिः ।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान् ॥१४॥

જોશે નિશ્ચે અવિરત જઈ શેષદિનો ગણંતી
એકસ્વામીવ્રત ધરી રહી જીવતી બંધુપત્ની;
આશાબંધે પ્રણયી હૃદયો પુષ્પ–શાં નારીઓના
વિયોગે રહે ટકી જ બહુધા સદ્ય જે ભગ્ન થાતાં. ૧૦

જેથી થાતી ફૂલવતી ભૂમિ ઊગી શિલીંધ્ર એવો,
તારો કર્ણે સુખદ ધ્વનિ તે સાંભળી રાજહંસો,
ભાથું લૈને બિસશકલનું માનસોત્સુક જાવા,
કૈલાસાદ્રિ સુધી નભપથે આવશે સંગ તારા. ૧૧

ભેટી લેજે શીખ સુહૃદ એ પ્રિય ઊંચા ગિરિની,
વિશ્વે વંદ્યા રઘુપતિપદે મેખલા અંકી જેની;
જેની સાથે પ્રાંતઋતુ મહીં આવી સંયોગ માંહે,
સારી ઊના ચિરવિરહી તું બાષ્પ પ્રીતિ બતાવે. ૧૨

રસ્તો તારો સુણ કહું હવે જે પ્રયાણાનુરૂપ,
સંદેશો તું મુજ, ઘન! પછી સુણશે કર્ણપેય,
જ્યાં જ્યાં થાકે ગિરિ પર મૂકી પાદ જાશે તું આગે,
જ્યાં જ્યાં થાયે ક્ષીણ તું હળવું પાણી ઝર્ણાંનું પીને. ૧૩

વાયુ અદ્રિશિખર શું હરે એમ તું ને ધસંતો,
ઊંચે જોશે ચકિત નયને મુગ્ધ સિદ્ધાંગનાઓ;
ઊડ્યો જા આ સરસ નિચુલસ્થાનથી ઉત્તરે ને,
દિંગ્નાગોના સ્થૂલ કર તણા વારતો ક્ષેપ વ્યોમે. ૧૪

रत्नच्छायाव्यतिकर इव प्रेक्ष्यमेतत्पुरस्ता-
द्वल्मीकाग्रात्प्रभवति धनुःखण्डमाखण्डलस्य ।
येन श्यामं वपुरतितरां कान्तिमापत्स्यते ते
बर्हेणेव स्फुरितरुचिना गोपवेषस्य विष्णोः ॥१५

त्वय्यायत्तं कृषिफलमिति भ्रूविलासानभिज्ञैः
प्रीतिस्निग्धैर्जनपदवधूलोचनैः पीयमानः ।
सद्यः सीरोत्कषणसुरभि क्षेत्रमारुह्य मालं
किंचित्पश्चाद् व्रज लघुगतिर्भूय एवोत्तरेण ॥१६॥

त्वामासारप्रशमितवनोपप्लवं साधु मूर्ध्ना
वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः ।
न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ॥१७

छन्नोपान्तः परिणतफलद्योतिभिः काननाम्रै-
स्त्वय्यारूढे शिखरमचलः स्निग्धवेणीसवर्णे ।
नूनं यास्यत्यमरमिथुनप्रेक्षणीयामवस्थां
मध्ये श्यामः स्तन इव भुवः शेषविस्तारपाण्डुः ॥१८

स्थित्वा तस्मिन्वनचरवधूभुक्तकुञ्जे मुहूर्तं
तोयोत्सर्गद्रुततरगतिस्तत्परं वर्त्म तीर्णः ।
रेवां द्रक्ष्यस्युपलविषमे विन्ध्यपादे विशीर्णां
भक्तिच्छेदैरिव विरचितां भूतिमङ्गे गजस्य ॥१९॥

પેલું સામે વિવિધ મણિની મિશ્ર દીપ્તિ-શું રમ્ય,
વલ્મીકાગ્રે સ્ફુરી નીકળતું ઇંદ્રનું ખંડ ચાપ,
જેને લૈને તુજ વપુ વધુ શામળું શોભી રહેશે,
જેવું રૂડા મયુરપીછથી વિષ્ણુનું ગોપવેશે. ૧૫

તારા હાથે કૃષિફલ ગણી ગોરીઓ ગામડાંની,
જોશે તુંને અમીભરી દગે ભ્રૂવિલાસે અજાણી;
તાજાં ખેડયાં મઘમઘી રહ્યાં માળ ક્ષેત્રો ચઢીને,
થોડું રહે ત્યાં ફરી તું વધજે ઉત્તરે વેગ સાથે. ૧૬

હારી વૃષ્ટિ થકી દવ વને ને પથે થૈ શ્રમિત,
આવ્યો તુંને શિરથી ધરશે ત્યાં ગિરિ આમ્રકૂટ;
પૂર્વે કીધી ઉપકૃતિ લહી આશ્રમે મિત્ર આવ્યે,
ક્ષુદ્રે થાતો વિમુખ ન પછી ફહેવું શું ઉચ્ચનું તે. ૧૭

પાર્શ્વે છાયો પરિણત ફળે રમ્ય આમ્રે વનોના,
તું ઘેરાતાં ઉપર શિખરે સ્નિગ્ધ વેણી સમો ત્યાં;
થાશે સાચે સુરયુગલને અદ્રિ તે દર્શનીય,
જાણે વચ્ચે સ્તન ભૂમિ તણું શ્યામ ને પાંડુ શેષ. ૧૮

તે શૈલે જ્યાં વનચરવધૂ કેરી માણેલ કુંજો,
વર્ષેલો ત્યાં જરી તરી રહી વાધતાં ત્યાંથી રોડ્યો,
જોશે રેવા વિષમ પથરે વિંધ્યપાદે છવાતી,
હસ્તી અંગે વિવિધ ચીતરી ભસ્મ-શી જે સુહાતી. ૧૯

तस्यास्तिक्तैर्वनगजमदैर्वासितं वान्तवृष्टि-
जंम्बूकुञ्जप्रतिहतरयं तोयमादाय गच्छेः ।
अन्तःसारं घन तुलयितुं नानिलः शक्ष्यति त्वां
रिक्तः सर्वो भवति हि लघुः पूर्णता गौरवाय ॥२०॥

नीपं दृष्ट्वा हरितकपिशं केसरैरर्धरूढै-
राविर्भूतप्रथममुकुलाः कन्दलीश्चानुकच्छम् ।
जग्ध्वारण्येष्वधिकसुरभिं गन्धमाघ्राय चोर्व्याः
सारङ्गास्ते जललवमुचः सूचयिष्यन्ति मार्गम् ॥२१॥

अम्भोबिन्दुग्रहणचतुरांश्चातकान्वीक्षमाणाः
श्रेणीभूताः परिगणनया निर्दिशन्तो बलाकाः ।
त्वामासाद्य स्तनितसमये मानयिष्यन्ति सिद्धाः
सोत्कम्पानि प्रियसहचरीसंभ्रमालिङ्गितानि ॥२२॥

उत्पश्यामि द्रुतमपि सखे मत्प्रियार्थं यियासोः
कालक्षेपं ककुभसुरभौ पर्वते पर्वते ते ।
शुक्लापाङ्गैः सजलनयनैः स्वागतीकृत्य केकाः
प्रत्युद्यातः कथमपि भवान्गन्तुमाशु व्यवस्येत् ॥२३॥

पाण्डुच्छायोपवनवृतयः केतकैः सूचिभिन्नै-
र्नीडारम्भैर्गृहबलिभुजामाकुलग्रामचैत्याः ।
त्वय्यासन्ने परिणतफलश्यामजम्बूवनान्ताः
संपत्स्यन्ते कतिपयदिनस्थायिहंसा दशार्णाः ॥२४॥

તૂરા ફોર્યા વનગજમદે વારિ વાતિત તેનું;
જંબુકુંજે ખળ્યું લઈ જજે પાંતિ વૃષ્ટિ કરી તું;
ભારે થાતાં જલદ તુજને ન્હેં શકે ખેંગી વાત,
ખાલી સર્વે ખચિત લઘુને પૂર્ણતા ગૌરવાર્થે. ૨૦

લીલાં ભૂરાં અરધ વિકસ્યાં કેસરોયુક્ત નીપ,
જોતા ખાતા પ્રથમ ડૂંખતી કંદલી કચ્છતીર,
સૂંઘી લેતા વનભૂમિ તણો ગંધ ફોર્યો અધિક,
એ સારંગો તુજ સૂચવશે વારિ વર્ષંત માર્ગે. ૨૧

વર્ષાબિંદુ કુશળ ગ્રહણે ચાતકો પેખતા ને,
જાતા હારે બકગણ ગણી ચિહ્ની દર્શાવતા જે;
તે એ સિદ્ધો પ્રિય સહચરી કંપતી ઝ્હાવરીના,
લે આશ્લેષો સ્તનિત સમયે માન દેશે તને ત્યાં. ૨૨

ઇચ્છે જાવા જલદી તું સખા મુજ પ્રિયાર્થે તોયે,
માનું કાળક્ષતિ હું કુટજે મ્હેકતા શૈલ શૈલે;
સામા આવી જળભરી દગે મોર કેંકે વધાવી,
લેશે તોયે જયમ ત્યમ કરી જાવું તારે ત્વરાથી. ૨૩

વાડો પીળી થતી ઉપવને કેતકીઅગ્ર ફૂટ્યે,
માળા બાંધી ગૃહખગ ભરે ગ્રામનાં ચૈત્ય સર્વે;
જાંબુ પાકયે વન રૂડું નીલું હંસ રહે કેટલાક,
દર્શાવા એવો તુજ પગલે શોભી રહેશે દશાર્ણ. ૨૪

तेषां दिक्षु प्रथितविदिशालक्षणां राजधानीं
गत्वा सद्यः फलमविकलं कामुकत्वस्य लब्धा ।
तीरोपान्तस्तनितसुभगं पास्यसि स्वादु यस्मा-
त्सभ्रूभङ्गं मुखमिव पयो वेत्रवत्याश्चलोर्मि॥२५॥

नीचैराख्यं गिरिमधिवसेस्तत्र विश्रामहेतो-
स्त्वत्संपर्कात्पुलकितमिव प्रौढपुष्पैः कदम्बैः ।
यः पण्यस्त्रीरतिपरिमलोद्गारिभिर्नागराणा-
मुद्दामानि प्रथयति शिलावेश्मभिर्यौवनानि ॥२६॥

विश्रान्तः सन्व्रज वननदीतीरजातानि सिञ्च-
न्नुद्यानानां नवजलकणैर्यूथिकाजालकानि ।
गण्डस्वेदापनयनरुजा क्लान्तकर्णोत्पलानां
छायादानात्क्षणपरिचितः पुष्पलावीमुखानाम्॥२७॥

वक्रः पन्था यदपि भवतः प्रस्थितस्योत्तराशां
सौधोत्सङ्गप्रणयविमुखो मा स्म भूरुज्जयिन्याः ।
विद्युद्दामस्फुरितचकितैस्तत्र पौराङ्गनानां
लोलापाङ्गैर्यदि न रमसे लोचनैर्वञ्चितोऽसि ॥२८॥

वीचिक्षोभस्तनितविहगश्रेणिकाञ्चीगुणायाः
संसर्पन्त्याः स्खलितसुभगं दर्शितावर्तनाभेः ।
निर्विन्ध्यायाः पथि भव रसाभ्यन्तरः सन्निपत्य
स्त्रीणामाद्यं प्रणयवचनं विभ्रमो हि प्रियेषु॥२९॥

તેની વિશ્વે વિદિત વિદિશા નામની રાજધાની,
કામિતાનું પૂરણ ફળ ત્યાં પામશે સદ્ય પ્હોંચી,
જેથી તીરે મૃદુલ રવનું ઊર્મિસ્ફુર્યું મીઠું જે,
વક્રભ્રૂના મુખ-શું જળ તું વેત્રવંતીનું પીશે. ૨૫

તારા સ્પર્શે પુલકિત સમા પ્રૌઢ પુષ્પી કદંબે,
ત્યાં એ નીચૈર્ગિરિ પર જઈ કાઢવો થાક તારે,
વેશ્યાઓના રતિપરિમલે મ્હેંકતી કંદરા જ્યાં,
દર્શાવે જે અતિ ઊછળતાં યૌવનો નાગરોનાં. ૨૬

ત્યાં વિરામી વનનદીતીરે સિંચતો બાગ માંહે,
તાજાં બુંદે જુઇની કળીઓ ને લૂંછયે સ્વેદ ભાલે,
કર્ણે વીલ્યાં કરણફૂલ એ માળણોનાં મુખોનો,
છાયા અર્પી ક્ષણપરિચયી થૈ અહે માર્ગ તારો. ૨૭

જો કે જાતાં અવળું પડશે ઉત્તરોન્મુખ તારે,
હર્મ્યોત્સંગે મુખવિમુખ તું ના થતો ઉજ્જયિનીએ;
વિદ્યુત્ સ્ફુર્યે પુરરમણીના ત્રસ્ત વીંઝ્યા કટાક્ષ-
વાળાં નેત્રે રમણ ન કર્યું તો વૃથા જન્મ જાણ. ૨૮

છોળો ઊડચે કૂજત ખગની મેખલા પંક્તિ ધારી,
વ્હેણે વ્હેતી સ્ખલતી મધુરું દાખવી ચક્રિનાભિ,
નિર્વિંધ્યાનો ઉરરસપથે માણજે પામી સંગ,
સ્ત્રીમાં આદ્ય પ્રણયવચનો પ્રિયુ-શું હાવભાવ. ૨૯

वेणीभूतप्रतनुसलिलासावतीतस्य सिन्धुः
पाण्डुच्छाया तटरुहतरुभ्रंशिभिर्जीर्णपर्णैः ।
सौभाग्यं ते सुभग विरहावस्थया व्यञ्जयन्ती
कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्य ॥३०॥

प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धा-
न्पूर्वोद्दिष्टामनुसर पुरीं श्रीविशालां विशालाम् ।
स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां
शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम् ॥३१॥

दीर्घीकुर्वन्पटु मदकलं कूजितं सारसानां
प्रत्यूषेषु स्फुटितकमलामोदमैत्रीकषायः ।
यत्र स्त्रीणां हरति सुरतग्लानिमङ्गानुकूलः
शिप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः ॥३२॥

हारांस्तारांस्तरलगुटिकान्कोटिशः शङ्खशुक्तीः
शष्पश्यामान्मरकतमणीनुन्मयूखप्ररोहान् ।
दृष्ट्वा यस्यां विपणिरचितान्विद्रुमाणां च भङ्गा-
न्संलक्ष्यन्ते सलिलनिधयस्तोयमात्रावशेषाः ॥३३॥

प्रद्योतस्य प्रियदुहितरं वत्सराजोऽत्र जह्रे
हैमं तालद्रुमवनमभूदत्र तस्यैव राज्ञः ।
अत्रोद्भ्रान्तः किल नलगिरिः स्तम्भमुत्पाट्य दर्पा-
दित्यागन्तून्रमयति जनो यत्र बन्धूनभिज्ञः ॥३४॥

વેણી-રૂપે વહતી નદી એ નીર ઓછું થવાથી,
ફીકી અંગે તટતરુ તણાં જીર્ણ પર્ણો પડ્યાથી,
લાંબા બ્હેની સ્થિતિ સૂચવતી તારું સૌભાગ્ય સૌમ્ય,
જેથી શોષ્યું શરીર સુધરે યોજજે તે ઉપાય. ૩૦

જાણે વૃદ્ધો ઉદયન-કથા ગ્રામમાં એ અવંતી,
પ્હોંચી જાજે પ્રથમ કહી એ શ્રીભરી ઉજ્જયિની;
આવ્યા નીચે સુકૃત લવથી સ્વર્ગીના શેષ પુણ્યે,
આણ્યા ભૂમિ પર દીપી રહ્યા સ્વર્ગના ખંડ-શી જે. ૩૧

વિસ્તારંતો કલરવ મદે કલકલ્યાં સારસોનો,
ખીલી ફોર્યાં કમળસુરભિ સ્પર્શથી મ્હેંકી રહેતો,
શિપ્રા-વાયુ પ્રિય વચનથી પ્રાર્થતા પિયુ-શો જ્યાં,
ટાળે સ્ત્રીની સુરતજડતા હારી ગાત્રો ઉષામાં. ૩૨

વચ્ચે મોંઘા મણિ ગૂંથી કર્યા શુદ્ધમૌક્તિકહારો,
દૂર્વાવર્ણી મરકત અગે ને પ્રવાળો કરોડો;
છીપો શંખો કંઈકથી રચ્યા જોઈ જ્યાંનાં બજારો
લાગે બાકી સલિલ જ રહ્યું સર્વ રત્નાકરે તો. ૩૩

વ્હાલી પુત્રી હરી ઉદયને અત્ર પ્રદ્યોત કેરી,
તે રાજાની અહીં હતી રૂડી હૈમની તાડ ઝાડી;
ને ઉન્માદે નલગિરિ અહીં સ્તંભ ખેંચી ભમ્યો'તો,
રિઝાવે જ્યાં કહી અતિથિને આવી વાતો અભિજ્ઞો. ૩૪

जालोद्गीर्णैरुपचितवपुः केशसंस्कारधूपै-
बन्धुप्रीत्या भवनशिखिभिर्दत्तनृत्योपहारः ।
हर्म्येष्वस्याः कुसुमसुरभिष्वध्वखेदं नयेथा
लक्ष्मीं पश्यंल्ललितवनितापादरागाङ्कितेषु ॥३५॥

भर्तुः कण्ठच्छविरिति गणैः सादरं वीक्ष्यमाणः
पुण्यं यायास्त्रिभुवनगुरोर्धाम चण्डीश्वरस्य ।
धूतोद्यानं कुवलयरजोगन्धिभिर्गन्धवत्या-
स्तोयक्रीडानिरतयुवतिस्नानतिक्तैर्मरुद्भिः ॥३६॥

अप्यन्यस्मिञ्जलधर महाकालमासाद्य काले
स्थातव्यं ते नयनविषयं यावदत्येति भानुः ।
कुर्वन्संध्याबलिपटहतां शूलिनः श्लाघनीया-
मामन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥३७॥

पादन्यासैः क्वणितरसनास्तत्र लीलावधूतै
रत्नच्छायाखचितवलिभिश्चामरैः क्लान्तहस्ताः ।
वेश्यास्त्वत्तो नखपदसुखान्प्राप्य वर्षाग्रबिन्दू-
नामोक्ष्यन्ते त्वयि मधुकरश्रेणिदीर्घान्कटाक्षान् ॥३८॥

पश्चादुच्चैर्भुजतरुवनं मण्डलेनाभिलीनः
सान्ध्यं तेजः प्रतिनवजपापुष्परक्तं दधानः ।
नृत्यारम्भे हर पशुपतेरार्द्रनागाजिनेच्छां
शान्तोद्वेगस्तिमितनयनं दृष्टभक्तिर्भवान्या ॥३९॥

ફાલી જાળી થકી નીકળતા કેશ સંસ્કાર ધૂપે,
સ્નેહે અર્પ્યાં ભવન શિખીનાં નૃત્યસન્માન લેને,
પુષ્પે મ્હેંક્યા લલિત લલના પાદ રાગે ચિન્હેલાં,
એવાં હર્મ્યો મહીં નીરખતો લક્ષ્મી વિશ્રામને ત્યાં. ૩૫

જાજે ત્યાંથી ત્રિભુવન ગુરુ-શંભુના પુણ્ય ધામે,
જોશે ભાવે શિવગણુ તને સ્વામીના કંઠ રૂપે;
ઝૂલે બાગો જહીં જળ ઝીલ્યે મોજીલી યુવતિને,
સ્નાને ફોર્યાં કમળ પમર્યાં ગંધવંતા અનિલે. ૩૬

જો પ્હોંચે તું, જલધર મહાકાલને ધામ દિને,
તો રહેજે ત્યાં દિનમણિ તણો અસ્ત થાતાં લગીએ;
સાંજે રૂડી શિવપૂજનમાં વાગતી નોબતો શું;
ધીરું વ્હેરું ગરજન કર્યે પુણ્ય પામીશ પૂરું. ૩૭

ઝ્હેકે ઢોળી ચમરી-મણિથી દીપતી ડાંડીઓની,
થાક્યા હસ્તો રણુત રસના મૂકતાં પાદ એવી;
નર્તિકાઓ નખક્ષત શીળાં બિંદુ લૈ તુંજ તાજાં,
દેશે લાંબા અલિતટર શા દકૂકટાક્ષો તને ત્યાં. ૩૮

પશ્ચાત્ ઊંચા તરુવનભુજા તાંડવે ગોળ ઘેરી,
તાજાં જાવા કુસુમ શી ધરી રક્તસંધ્યાની દીપ્તિ;
રક્તે ભીંજ્યાં ગજઅજિનની પૂરજે શિવઇચ્છા,
જોશે ભક્તિ તુજ ભવ રામ્યે સ્તંભી દૃષ્ટિથી શિવા. ૯૩

गच्छन्तीनां रमणवसतिं योषितां तत्र नक्तं
रुद्धालोके नरपतिपथे सूचिभेद्यैस्तमोभिः ।
सौदामिन्या कनकनिकषस्निग्धया दर्शयोर्वीं
तोयोत्सर्गस्तनितमुखरो मा स्म भूर्विक्लवास्ताः ॥४०॥

तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायां
नीत्वा रात्रिं चिरविलसनात्खिन्नविद्युत्कलत्रः ।
दृष्टे सूर्ये पुनरपि भवान्वाहयेदध्वशेषं
मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः ॥४१॥

तस्मिन्काले नयनसलिलं योषितां खण्डितानां
शान्तिं नेयं प्रणयिभिरतो वर्त्म भानोस्त्यजाशु ।
प्रालेयास्रं कमलवदनात्सोऽपि हर्तुं नलिन्याः
प्रत्यावृत्तस्त्वयि कररुधि स्यादनल्पाभ्यसूयः ॥४२॥

गम्भीरायाः पयसि सरितश्चेतसीव प्रसन्ने
छायात्मापि प्रकृतिसुभगो लप्स्यते ते प्रवेशम् ।
तस्मादस्याः कुमुदविशदान्यर्हसि त्वं न धैर्या-
न्मोघीकर्तुं चटुलशफरोद्वर्तनप्रेक्षितानि ॥४३॥

तस्याः किंचित्करधृतमिव प्राप्तवानीरशाखं
नीत्वा नीलं सलिलवसनं मुक्तरोधोनितम्बम् ।
प्रस्थानं ते कथमपि सखे लम्बमानस्य भावि
ज्ञातास्वादो विवृतजघनां को विहातुं समर्थः ॥४४॥

ત્યાં મીણાયાં ઘન તિમિરથી છાઇ રહ્યા રાજમાર્ગે,
ચાલી જાતી રમણભવને રાત્રિએ નારીઓને,
ઝબકી સોના નિકષશી વીજે માર્ગ દેખાડી દેજે,
ગર્જી વર્ષી ધ્વનિ કરીશ ના, ભીરુ તે ત્રાસી બ્હીશે. ૪૦

થઈ પૂરી જહીં નિરવતા કોક એ મ્હેલ છાજે,
રહેં તે રાગે શ્રમિત વિલસ્યે વીજળી પત્ની સાથે;
પાછો લેજે દિવસ ઊગતાં પંથ બાકી તું, મિત્ર !
માથે વ્હોરી સુહૃદ કૃતિમાં કોઈ ના થાય મંદ. ૪૧

તે કાળે તો દૃગજળ લૂંછે પ્રેમીઓ ખંડિતાનાં,
તેથી તારે જલદી તજવો ભાનુનો માર્ગ જાતાં;
હિમાશ્રુઓ શમન કરવા પદ્મિની પદ્મ મુખે,
તે પે આવે રૂંધીશ કર તો ભારી વિદ્વેષ થાશે. ૪૨

ગંભીરાના હૃષિત દિલ-શાં નિર્મળાં નીર માંહે,
તારો આત્મા પ્રકૃતિમધુરો રાજશે છાંયથી એ;
તેથી તેનું કુમુદ ધવલું કૂદતાં લોલ મીન-
રૂપી જોવું વિફળ કરવું ના ઘટે ચે કઠિન. ૪૩

કિંચિત્ તેનું કરથી ધર્યું શું વેત્ર શાખાથી સ્પર્શ્યું
ખેંચી નીળું જળ વસન જે તીર નિતંબ સર્યું;
ઝૂકેલો તું કરીશ દુઃખથી, મિત્ર તારું પ્રયાણ,
નારા ખુલ્લાં જઘનની તજ્યે કોણ આસ્વાદુ શક્ત. ૪૪

त्वन्निष्यन्दोच्छ्वसितवसुधागन्धसंपर्करम्यः
स्रोतोरन्ध्रध्वनितसुभगं दन्तिभिः पीयमानः ।
नीचैर्वास्यत्युपजिगमिषोर्देवपूर्वं गिरिं ते
शीतो वायुः परिणमयिता काननोदुम्बराणाम् ॥४५॥

तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघीकृतात्मा
पुष्पासारैः स्नपयतु भवान्व्योमगङ्गाजलार्द्रैः ।
रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूना-
मत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥४६॥

ज्योतिर्लेखावलयि गलितं यस्य बर्हं भवानी
पुत्रप्रेम्णा कुवलयदलप्रापि कर्णे करोति ।
धौतापाङ्गं हरशशिरुचा पावकेस्तं मयूरं
पश्चादद्रिग्रहणगुरुभिर्गर्जितैर्नर्तयेथाः ॥४७॥

आराध्यैनं शरवणभवं देवमुल्लङ्घिताध्वा
सिद्धद्वन्द्वैर्जलकणभयाद्वीणिभिर्मुक्तमार्गः ।
व्यालम्बेथाः सुरभितनयालम्भजां मानयिष्यन्
स्रोतोमूर्त्या भुवि परिणतां रन्तिदेवस्य कीर्तिम् ॥४८॥

त्वय्यादातुं जलमवनते शार्ङ्गिणो वर्णचौरे
तस्याः सिन्धोः पृथुमपि तनुं दूरभावात्प्रवाहम् ।
प्रेक्षिष्यन्ते गगनगतयो नूनमावर्ज्य दृष्टी-
रेकं मुक्तागुणमिव भुवः स्थूलमध्येन्द्रनीलम् ॥४९॥

તારા વર્ષે સ્ફુરતી ભૂમિના ગંધ સ્પર્શે મધુરો,
શુંઢાગ્રે જે ધ્વનિ કરી રૂડા પી રહ્યા દંતી એવો;
ઠંડો વાયુ ફળ પકવતો ઉમરાનાં વનોના
વાશે મંદો સુખદ તુજને દેવગિરિ જતાં ત્યાં. ૪૫

પુષ્પોરૂપે થઈ, ઘન, બીજી સ્વર્ગ ગંગાપ્રવાહે,
પુષ્પે વર્ષી તહીં નિત વસ્યા સિંચજે સ્કંદ જાતે;
રક્ષા કાજે શતક્રતુ તણાં સૈન્યની ચન્દ્રચૂડે,
અગ્નિ મુખે રવિથીય ચઢ્યું તેજ મૂક્યું તે છે. ૪૬

જ્યોતીરેખા વલયનું પડ્યું પિચ્છ જેનું ભવાની,
પુત્રપ્રેમે કમળ દળને સ્થાન કર્ણે ધરંતી;
શ્વેતાપાંગ શિવશશિ દીપ્યે સ્કંદના મોરને તે,
ગર્જી ઘેરો પછી નચવજે અદ્રિ ઝીલ્યા ધ્વનિએ. ૪૭

આરાધી એ શરવણ ચયા દેવને તંગી ધારી,
સિદ્ધ દ્વંદ્વે જલકણ–બીકે માર્ગ છોડયો વટાવી;
રતિદેવે સુરભિ યજના જે કીધાં તેની કીર્તિ-
રૂપે વિશ્વે વહતી નદીએ ઝુકજે આદરેથી. ૪૮

લેતાં વારિ ઊતરી લચી તું વિષ્ણુનો વર્ણચોર,
પ્હોળો તોયે દૂરથી લઘુ-શો તે નદીનો પ્રવાહ;
જાણે વચ્ચે સ્થૂલ મણિ ગૂંથી માળ ભૂમિની એક
જોઈ રહેશે નભચર ખરે માંડીને દૃષ્ટિ સ્થિર. ૪૯

तामुत्तीर्य व्रज परिचितभ्रूलताविभ्रमाणां
पक्ष्मोत्क्षेपादुपरिविलसत्कृष्णसारप्रभाणाम् ।
कुन्दक्षेपानुगमधुकरश्रीमुषामात्मबिम्बं
पात्रीकुर्वन्दशपुरवधूनेत्रकौतूहलानाम् ॥५०॥

ब्रह्मावर्तं जनपदमथ च्छायया गाहमानः
क्षेत्रं क्षत्रप्रधनपिशुनं कौरवं तद्भजेथाः ।
राजन्यानां सितशरशतैर्यत्र गाण्डीवधन्वा
धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन्मुखानि ॥५१॥

हित्वा हालामभिमतरसां रेवतीलोचनाङ्कां
बन्धुप्रीत्या समरविमुखो लाङ्गली याः सिषेवे ।
कृत्वा तासामभिगममपां सौम्य सारस्वतीना-
मन्तःशुद्धस्त्वमपि भविता वर्णमात्रेण कृष्णः ॥५२॥

तस्माद्गच्छेरनुकनखलं शैलराजावतीर्णां
जह्नोः कन्यां सगरतनयस्वर्गसोपानपङ्क्तिम् ।
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्येव फेनैः
शंभोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥५३॥

तस्याः पातुं सुरगज इव व्योम्नि पश्चार्धलम्बी
त्वं चेदच्छस्फटिकविशदं तर्कयेस्तिर्यगम्भः ।
संसर्पन्त्या सपदि भवतः स्रोतसि च्छाययासौ
स्यादस्थानोपगतयमुनासङ्गमेवाभिरामा ॥५४॥

તે ઓળંગી પરિચયભરી ભૂલતા વિભ્રમોની,
પક્ષ્મો સ્ફુર્યે ઉંચી વિલસતી કાળી ધોળી પ્રભાની;
કોડે સ્ફૂર્તિ મધુપ ઘૂમતા ડોલતા ડોલરે શી,
શોભી દૃષ્ટિ દશપુરસ્ત્રીની જાવું અંગે સુહાવી. ૫૦

બ્રહ્માવર્તે પછી જનપદે સંચરી છાંયરૂપે
ક્ષત્રિયોના યુધ સૂચવતું તે કુરુક્ષેત્ર જાજે;
ધારાપાતે જયમ તું કમળો તેમ ગાંડીવધન્વા,
લાખો તીણા શરથી નૃપના શીર્ષ વધાવતો ત્યાં. ૫૧

ત્યાગી વ્હાલું મધુ હળધરે રેવતીનેત્ર અંક્યું,
બંધુસ્નેહે રણવિમુખ થૈ જેહ સારસ્વતીનું;
સેવ્યું'તું તે પુનિત જળને સેવી અંતર વિશુદ્ધ,
તું યે થાશે સુભગ ! રહીને વર્ણથી માત્ર શ્યામ. ૫૨

ત્યાંથી જાજે કનખલ થઈ શૈલરાજેથી વ્હેતી,
ગંગાએ જે સગરસુતને સ્વર્ગ કેરી સીડી-શી
ગૌરીમુખે ચઢી ભ્રુકુટિને ફીણહાસ્યે હસંતી,
ઈંદુસોહ્યા વિચિકરથી જે શંભુના કેશ સ્હાતી. ૫૩

વ્યોમે અર્ધો પૂંઠથી સુરના હસ્તી જેવો વળીને
પીવા તેનું સ્ફટિક સરીખું સ્વચ્છ પાણી તું ન્હાશે,
તો તેવે તે તુજ પડી રહી છાંયથી ત્યાં પ્રવાહે
અસ્થાને શું મળી જ યમુના સંગ એવી સુહાશે. ૫૪

आसीनानां सुरभितशिलं नाभिगन्धैर्मृगाणां
तस्या एव प्रभवमचलं प्राप्य गौरं तुषारैः ।
वक्ष्यस्यध्वश्रमविनयने तस्य शृङ्गे निषण्णः
शोभां शुभ्रत्रिनयनवृषोत्खातपङ्कोपमेयाम् ॥५५॥

तं चेद्वायौ सरति सरलस्कन्धसंघट्टजन्मा
बाधेतोल्काक्षपितचमरीवालभारो दवाग्निः
अर्हस्येनं शमयितुमलं वारिधारासहस्रै-
रापन्नार्तिप्रशमनफलाः संपदो ह्युत्तमनाम् ॥५६॥

ये संरम्भोत्पतनरभसाः स्वाङ्गभङ्गाय तस्मि-
न्मुक्ताध्वानं सपदि शरभा लङ्घयेयुर्भवन्तम् ।
तान्कुर्वीथास्तुमुलकरकावृष्टिपातावकीर्णान्
के वा न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः ॥५

तत्र व्यक्तं दृषदि चरणन्यासमर्धेन्दुमौलेः
शश्वत्सिद्धैरुपचितबलिं भक्तिनम्रः परीयाः ।
यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः
संकल्पन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः ॥५८॥

शब्दायन्ते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
संसक्ताभिस्त्रिपुरविजयो गीयते किंनरीभिः ।
निर्ह्रादस्ते मुरज इव चेत्कन्दरेषु ध्वनिः स्या-
त्संगीतार्थो ननु पशुपतेस्तत्र भावी समग्रः ॥५९॥

કસ્તૂરીથી મઘમઘી શિલા જ્યાં મૃગો બેસવાથી,
તે ગંગાનું મૂળ હિમથી તે ગૌર હિમાદ્રિ પ્હોંચી,
માર્ગે લાગ્યો શ્રમ શમવવા બેસતાં, શૃંગ તેને
ધોળા શંભુ-વૃષભથી ખણ્યા પંક – શો શોભી રહેશે. ૫૫

વાતાં વાયુ પ્રકટી દવ જો દેવદારુ ઘસાયે
બાળી ઝાળે ચમરીપૂંછના ગુચ્છ તેને પીડા દે;
તેવે એને ઉચિત તુજને હારવો કોટિ ધારે,
છે સંપત્તિ મહતની દુખો દુઃખીનાં ટાળવાને. ૫૬

ત્યાં જે કોપે ઊછળી અડપે માર્ગ છોડેલ તુંને
સામાં થાવા શરભ તલપે ભગ્ન થાવા સ્વઅંગે,
વર્ષી ભારી અગણિત કરા-જૂથ વિખેરજે તે,
કીધે યત્નો વિફળ અથવા કોણ ના હાંસી પામે. ૫૭

ત્યાં શિલાએ પુનિત પગલાં શંભુનાં દષ્ટિ આવે,
નિત્યે સિદ્ધે પૂજત ફરજે ફેરી ત્યાં નમ્રભાવે;
જેને દર્શે શરીર ત્યજતાં પાપથી થૈ વિમુક્ત,
શ્રદ્ધાળુઓ શિવગણપદે પામતા વાસ નિત્ય. ૫૮

વાગી રહેતા અનિલથી પૂર્યા કીચકો ત્યાં મધુર,
તેની સાથે ત્રિપુરજયનાં કિન્નરી ગાતી ગીત;
તું ગાજ્યાથી મુરજધ્વનિ-શો કંદરે થાય નાદ,
તો સંગીતે અચીત શિવના ત્યાં થશે સાજ સર્વ. ૫૯

प्रालेयाद्रेरुपतटमतिक्रम्य तांस्तान्विशेषा-
न्हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौञ्चरन्ध्रम्।
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभि
श्यामः पादो बलिनियमनाभ्युद्यतस्येव विष्णोः ॥६०॥

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः
कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथिः स्याः।
शृङ्गोच्छ्रायैः कुमुदविशदैर्यो वितत्य स्थितः खं
राशीभूतः प्रतिदिनमिव त्र्यम्बकस्याट्टहासः ॥६१॥

उत्पश्यामि त्वयि तटगते स्निग्धभिन्नाञ्जनाभे
सद्यःकृत्तद्विरददशनच्छेदगौरस्य तस्य।
शोभामद्रेः स्तिमितनयनप्रेक्षणीयां भवित्री-
मंसन्यस्ते सति हलभृतो मेचके वाससीव ॥६२॥

हित्वा तस्मिन्भुजगवलयं शंभुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विचरेत्पादचारेण गौरी।
भङ्गीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥६३॥

तत्रावश्यं वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयं
नेष्यन्ति त्वां सुरयुवतयो यन्त्रधारागृहत्वम्।
ताभ्यो मोक्षस्तव यदि सखे घर्मलब्धस्य न स्या-
त्क्रीडालोलाः श्रवणपरुषैर्गर्जितैर्भाययेस्ताः ॥६४॥

હિમાદ્રિના તટ તટ થઈ પેખતો દૃશ્ય તે તે,
હંસદ્વારે ભૃગુપતિયશોમાર્ગ તે ક્રૌંચરન્ધ્રે,
ધાર્યો શ્યામે બલિ નિયમવા શામળો પાદ એવો,
તિર્છો સોહ્યો નીકળી તહીંથી ઉત્તરે માર્ગ લેવો. ૬૦

દેવસ્ત્રીના દરપણ, વીંઝયા રાવણે શૃંગસંધિ,
તે કૈલાસે અતિથિનું થજે ઊર્ધ્વમાં ત્યાંથી વાધી,
ઊંચા શૃંગે કુમુદધવલા જે ઊભો વ્યાપી વ્યોમ,
જાણે રાશીભૂત પ્રતિદિને શંભુનું અટ્ટહાસ. ૬૧

ધારુ છું તું મૃદુ ઝીણી ઘૂંટી મેશ-શો તીર પ્હોંચ્યે
તાજા વ્હેર્યા ગજદશનના છેદ-શા ગૌર પ્હાડ;
શોભી રહેશે અનિમિષ દૃગે પેખવા યોગ્ય અદ્રિ,
જાણે ઊભા હળધર તને શામળું વસ્ત્ર ધારી. ૬૨

ત્યાં કાઢીને ભુજગવલયો હસ્ત અર્પેલ શિવે
સાહી ક્રીડા ગિરિ પર કદિ વિચરે ગૌરીપાદે,
ખંડો પાડી નિજતનુ તણા જામી અંતર્જલૌઘે,
આગે જાજે, મણિતટ જવા પાયરીઓ થવાને. ૬૩

ત્યાં તો નિશ્ચે વલયમણિએ ભેદી કાઢી સલિલ,
તારું ધારાગૃહ સરજશે દેવતાનારીવૃંદ,
ક્રીડામાતી કદિ યુવતિઓ ગ્રીષ્મમાં પામી તુંને,
છોડે [illegible]

हेमाम्भोजप्रसवि सलिलं मानसस्याददानः
कुर्वन्कामं क्षणमुखपटप्रीतिमैरावतस्य ।
धुन्वन्कल्पद्रुमकिसलयान्यंशुकानीव वातै-
र्नानाचेष्टैर्जलद ललितैर्निर्विशेस्तं नगेन्द्रम् ॥६५॥

तस्योत्सङ्गे प्रणयिन इव स्रस्तगङ्गादुकूलां
न त्वं दृष्ट्वा न पुनरलकां ज्ञास्यसे कामचारिन् ।
या वः काले वहति सलिलोद्गारमुच्चैर्विमाना
मुक्ताजालग्रथितमलकं कामिनीवाभ्रवृन्दम् ॥६६॥



લેતો વારિ કનક કમળો જ્યાં થતાં માનસે, તે
દર્શાવંતો મુખ પટ થઈ પ્રીતિ ઐરાવતે ને,
વાયી કલ્પદ્રુમની કૂંપળો ઝૂલ-શી ઝૂલવંત,
નાના ક્રીડા કરી ઘન ! સુખે માણજે તે નગેન્દ્ર. ૬૫

ગંગાસાડી સરકી ધરતી પિયુના તુલ્ય તેને
અંકે બેઠી શું ન તું અલકા કામચારી પિછાને ?
ધારે અભ્રો સવત ઋતુમાં જેહ ભૂરિ-વિમાના,
વામા ધારે જયમ અલકને સૂહવી સેર-મુક્તા. ૬૬



# उत्तरमेघः ।

विद्युत्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः
संगीताय प्रहतमुरजाः स्निग्धगम्भीरघोषम् ।
अन्तस्तोयं मणिमयभुवस्तुङ्गमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥१॥

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धं
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः ।
चूडापाशे नवकुरवकं चारु कर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥२॥

पत्रश्यामा दिनकरहयस्पर्धिनो यत्र वाहाः
शैलोदग्रास्त्वमिव करिणो वृष्टिमन्तः प्रभेदात् ।
योधाग्रण्यः प्रतिदशमुखं संयुगे तस्थिवांसः
प्रत्यादिष्टाभरणरुचयश्चन्द्रहासव्रणाङ्कैः ॥३॥

यत्रोन्मत्तभ्रमरमुखराः पादपा नित्यपुष्पा
हंसश्रेणीरचितरसना नित्यपद्मा नलिन्यः ।
केकोत्कण्ठा भवनशिखिनो नित्यभास्वत्कलापा
नित्यज्योत्स्नाः प्रतिहततमोवृत्तिरम्याः प्रदोषाः ॥४॥

आनन्दोत्थं नयनसलिलं यत्र नान्यैर्निमित्तै-
र्नान्यस्तापः कुसुमशरजादिष्टसंयोगसाध्यात् ।

# ઉત્તરમેઘ

જો વિદ્યુત્ તો લલિત વનિતા જો ધનુ ચારુ ચિત્ર,
ગર્જે મીઠા ગભિર બજતાં સંગીતાર્થે તો મૃદંગ;
અંતર્વારિ યદિ મણિભૂમિ જો ઊંચો વ્યોમચુંબી
પ્રાસાદો જ્યાં વિવિધ વિભવે આમ તે તુજ સ્પર્ધી. ૧

હસ્તે ક્રીડાકમળ અલકે કુંદ તાજાં ગૂંથેલાં
મુખે લોધ્રપ્રસૂનરજથી શોભતી પાંડુ શોભા;
અંબોડામાં કુરબક નવાં ચારુ કર્ણે શિરીષો,
ને જ્યાં સેંથે તુજથી ઊપન્યાં નીપ ધારે વધૂઓ. ૨

જ્યાં છે અશ્વો રવિહય તણા સ્પર્ધીને પર્ણવર્ણા
હસ્તી ઊંચા ગિરિસમ મદે વર્ષતા તુજ જેવા;
ઝૂઝ્યા'તા જ્યાં દશમુખ પ્રતિ સુભટો ઘૂમી યુદ્ધે,
જખ્માણાં'તાં ભૂષણ સઘળાં ચંદ્રહાસક્ષતાંકે. ૩

જ્યાં છે નિત્યે તરુફૂલ ફૂટ્યાં મત્ત ભૃંગાળી ગુંજ્યાં;
હંસશ્રેણી સર ઝૂકી સદા પદ્મ પદ્મિનીઓ જ્યાં;
ડ્હોકી રહેતા ભવનમયુરો નિત્ય સોહ્યા કલાપે,
નિત્યે જ્યોત્સ્ના તિમિર કહીંના રાત્રિઓ રમ્ય સ્હોયે. ૪

જ્યાં આનંદે સલિલ નયને ના બીજાં કારણોએ,
બીજો તાપ સ્મર વિણ નહિ જે શમે પ્રિય પામ્યે;
બીજાથી ના વિરહ કહીંયે રૂસણું માત્ર જે જ્યાં,
વિત્તેશોને બીજું વય નહિ એક [illegible]

यस्यां यक्षाः सितमणिमयान्येत्य हर्म्यस्थलानि
ज्योतिश्छायाकुसुमरचितान्युत्तमस्त्रीसहायाः।
आसेवन्ते मधु रतिफलं कल्पवृक्षप्रसूतं
त्वद्गम्भीरध्वनिषु शनकैः पुष्करेष्वाहतेषु ॥६॥

मन्दाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भि-
र्मन्दाराणामनुतटरुहां छायया वारितोष्णाः।
अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः
संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥७॥

नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु।
अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपान्
ह्रीमूढानां भवति विफलप्रेरणा चूर्णमुष्टिः ॥८॥

नेत्रा नीताः सततगतिना यद्विमानाग्रभूमी-
रालेख्यानां नवजलकणैर्दोषमुत्पाद्य सद्यः।
शङ्कास्पृष्टा इव जलमुचस्त्वादृशा जालमार्गै-
र्धूमोद्गारानुकृतिनिपुणा जर्जरा निष्पतन्ति ॥९॥

यत्र स्त्रीणां प्रियतमभुजालिङ्गनोच्छ्वासितानां
मङ्गग्लानिं सुरतजनितां तन्तुजालावलम्बाः।
त्वत्संरोधापगमविशदैश्चन्द्रपादैर्निशीथे
व्यालुम्पन्ति स्फुटजललवस्यन्दिनश्चन्द्रकान्ताः ॥१०॥

યક્ષો જ્યાં સ્ત્રી અનુપમ સહુ શ્વેત રત્ને જડેલી
તારાઓથી ઝગતી કુસુમો પાથર્યાં-શી અટારી;
સેવી લેતા રતિફળ મધુ કલ્પવૃક્ષોથી પ્રાપ્ત,
ઘેરા તારા ધ્વનિ સમ ધીરા વાગી રહેતા મૃદંગ. ૬

જ્યાં ગંગાના જળથી શીતળા વાથી સેવાઇ રહેતી
મંદારોના તટ ઉપરના છાંયડે શીળી થાતી;
ને મુષ્ટિએ કનકશી રૂડી રેતીમાં દાટી રત્નો,
ખોળે એવું ક્રીડતી અમરે જંખી કુમારિકાઓ. ૭

વારે વારે અડપલું કર્યે ગાઠ શિથિલ થાતાં,
રાગે ખેંચી પિયુ ઝૂંટવતા ચીર બીંબાધરાનાં;
મુગ્ધા લાજી સમીપ જ ઝગ્યા રત્નદીપો બુઝાવા,
ફેંકે કંકુ ભરી ભરી મૂઠી યત્ન જાતાં વૃથા જ્યાં. ૮

વાયુ પ્રેર્યા જહીં નભ ઝૂકયા મ્હેલના સપ્ત માળે
પ્હોંચી ચિત્રો દુષિત કરીને વર્ષતા વારિબુંદે,
તારા જેવા જલદ સરક્યે ધૂમ્રશાહે નિપુણ
શંકાતા-શા ઝરી સરી જતા સદ્ય લૈ જાળીમાર્ગ. ૯

તારી છાયા થકી છૂટી ગયા નિર્મળા ચંદ્રકિર્ણે
વર્ષાવંતા જલકણ ચકે ચંદ્રકાન્તો ગૂંથ્યા જે,
ભેટચે પિયુ ભીડી ભીડી ભુજે ઢીલી વ્હીલી સ્ત્રીઓના
અંગે રાત્રે શ્રમ સુરતનો સર્વ જ્યાં ટાળી દેતા. ૧૦

अक्षय्यान्तर्भवननिधयः प्रत्यहं रक्तकण्ठै-
रुद्गायद्भिर्धनपतियशः किंनरैर्यत्र सार्धम् ।
वैभ्राजाख्यं विबुधवनितावारमुख्यासहाया
बद्धालापा बहिरुपवनं कामिनो निर्विशन्ति ॥११॥

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पैः
पत्रच्छेदैः कनककमलैः कर्णविभ्रंशिभिश्च ।
मुक्ताजालैः स्तनपरिसरच्छिन्नसूत्रैश्च हारै-
र्नैशो मार्गः सवितुरुदये सूच्यते कामिनीनाम् ॥१२॥

मत्वा देवं धनपतिसखं यत्र साक्षाद्वसन्तं
प्रायश्चापं न वहति भयान्मन्मथः षट्पदज्यम् ।
सभ्रूभङ्गप्रहितनयनैः कामिलक्ष्येष्वमोघै
स्तस्यारम्भश्चतुरवनिताविभ्रमैरेव सिद्धः ॥१३॥

वासश्चित्रं मधु नयनयोर्विभ्रमादेशदक्षं
पुष्पोद्भेदं सह किसलयैर्भूषणानां विकल्पान् ।
लाक्षारागं चरणकमलन्यासयोग्यं च यस्या-
मेकः सूते सकलमबलामण्डनं कल्पवृक्षः ॥१४॥

तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयं
दूराल्लक्ष्यं सुरपतिधनुश्चारुणा तोरणेन ।
यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तवकनमितो बालमन्दारवृक्षः ॥१५॥

જેના ધામે અખૂટ નિધિ ને મિષ્ટ કંઠેથી ઊંચે
ગાતા કીર્તિ ધનપતિ તણી કિંનરો કેરી સાથે;
સંલાપંતા રમણી ગણિકા અપ્સરા સંગ નિત્યે,
એવા કામી જહીં વિલસતા બાહ્ય વૈભ્રાજ બાગે. ૧૧

વેગે જાતાં અલકથી સર્યાં રમ્ય મંદારપુષ્પે,
પત્રચ્છેદ કનકકમળે કર્ણમાંથી પડ્યાં જે,
મોતીસેરે સ્તન પર ઝુકયા સૂત્ર તૂટેલ હારે,
ભાનુ ઊગ્યે રજનીપથ જ્યાં કામિનીનો કળાએ. ૧૨

સાક્ષાત્ શંભુ ધનપતિસખા જ્યાં વસે જાણી કામ,
બીકે ભૃંગો તણી પણછનું પ્રાય ધારે ન ચાપ;
ભ્રભંગોએ દગથી છૂટતા કામીલક્ષ્યે અમોઘ,
સાધે એવા ચતુર વનિતા વિભ્રમે તે સ્વઅર્થ. ૧૩

વસો નાના મધુ-નયનના વિભ્રમે બોધ દક્ષ,
ખીલ્યાં પુષ્પો કૂંપળ સહ ને ભૂષણો જે વિશેષ;
જ્યાં રૂડા ને સરસ અળતો રંગવા પાદપદ્મ,
સ્ત્રીનાં આ સૌ ભૂષણ સરજે એકલું કલ્પવૃક્ષ. ૧૪

ત્યાં રહેવાનું અમ ધનદના ધામથી ઉત્તરે ને,
દીસે ચારુ સુરધનુ સમા તોરણે દૂરથી જે,
જેની પાસે નિજ સુત કર્યો વ્હાલીએ જે ઉછેર્યો,
હસ્તે સ્પર્શ્યો ગુચ્છથી નમતો વૃક્ષ મંદાર નાનો. ૧૫

वापी चास्मिन्मरकतशिलाबद्धसोपानमार्गा
हैमैश्छन्ना विकचकमलैः स्निग्धवैदूर्यनालैः ।
यस्यास्तोये कृतवसतयो मानसं संनिकृष्टं
नाध्यास्यन्ति व्यपगतशुचस्त्वामपि प्रेक्ष्य हंसाः ॥१

तस्यास्तीरे रचितशिखरः पेशलैरिन्द्रनीलैः
क्रीडाशैलः कनककदलीवेष्टनप्रेक्षणीयः ।
मद्गेहिन्याः प्रिय इति सखे चेतसा कातरेण
प्रेक्ष्योपान्तस्फुरिततडितं त्वां तमेव स्मरामि ॥१७॥

रक्ताशोकश्चलकिसलयः केसरश्चात्र कान्तः
प्रत्यासन्नौ कुरबकवृतेर्माधवीमण्डपस्य ।
एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी
काङ्क्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनास्याः ॥१८॥

तन्मध्ये च स्फटिकफलका काञ्चनी वासयष्टि-
र्मूले बद्धा मणिभिरनतिप्रौढवंशप्रकाशैः ।
तालैः शिञ्जावलयसुभगैर्नर्तितः कान्तया मे
यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ॥१९॥

एभिः साधो हृदयनिहितैर्लक्षणैर्लक्षयेथा
द्वारोपान्ते लिखितवपुषौ शङ्खपद्मौ च दृष्ट्वा ।
क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम् ॥२०

સોહે વાપી જહીં મરકતે બદ્ધ-સોપાનમાર્ગે,
છાયાં ખીલ્યાં કનકકમળો રમ્ય વૈદૂર્યનાળે,
જેના વારિ મહીં વસી રહ્યા હંસ દેખી તને યે,
ના ઝંખતા યદપિ સમીપે માનસ ત્રાસ વામ્યે. ૧૬

ેના તીરે સરસ નીલમે ગોઠવ્યા શિખરોનો,
ક્રીડાચળ રુચિર દગને હેમકેળોથી વીંટ્યો;
વૈદ્યુતસ્ફુર્યે સહુ દિશ તને જોઇને ભીંત ચિત્તે,
મારી સ્ત્રીનો પ્રિય ગિરિજ તે મિત્ર! આવે સ્મૃતિએ. ૧૭

અગ્રે પ્યારો બકુલ કૂંપળે રક્ત ઝૂલ્યો અશોક,
છાઈ વાડે કુરબકની એ માધવીમંડપાંત;
મારી સાથે તુજ સખી થકી દોહદોના નિમિત્ત,
યાચે પ્હેલો મધુ વદનનું ને બીજો વામ પાદ. ૧૮

ને ત્યાં વચ્ચે સ્ફટિક ફલકે હેમના વાસસ્તંભે,
કૂણા વેણુસમ લીલમની જેની કુંભી દીપી રહે;
સ્વપ્રિયાએ વલયરણકચા મિષ્ટ તાલે નચાવ્યો,
જે ત્યાં બેસે દિવસ વીતતાં મોરલો મિત્ર તારો. ૧૯

આ એંધાણી ધરી હૃદયમાં પીછજે ધામ મુજ !
જોઈ શાખે વળી તું ચીતર્યાં શંખ ને પદ્મ ચિત્ર;
મારા વ્હોણું ભવન હવણાં ઝાંખું સાચે જણાશે,
સાનુસૂનાં કમળ ન ખરે રમ્યતાથી સુહાયે. ૨૦

गत्वा सद्यः कलभतनुतां शीघ्रसंपातहेतोः
क्रीडाशैले प्रथमकथिते रम्यसानौ निषण्णः ।
अर्हस्यन्तर्भवनपतितां कर्तुमल्पाल्पभासं
खद्योतालीविलसितनिभां विद्युदुन्मेषदृष्टिम् ॥२१

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥२२॥

तां जानीथाः परिमितकथां जीवितं मे द्वितीयं
दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ।
गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालां
जातां मन्ये शिशिरमथितां पद्मिनीं वान्यरूपाम् ॥२३॥

नूनं तस्याः प्रबलरुदितोच्छूननेत्रं प्रियाया
निःश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठम् ।
हस्तन्यस्तं मुखमसकलव्यक्ति लम्बालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणक्लिष्टकान्तेर्बिभर्ति ॥२४॥

आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा
मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ।
पृच्छन्ती वा मधुरवचनां सारिकां पञ्जरस्थां
कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति ॥२५॥

શીઘ્રે થૈને કલભતનુ–શો સદ્ય સંચાર કાજે,
ક્રીડાશૈલે પ્રથમ જણવ્યા વિશ્રમી રમ્ય શૃંગે,
મંદા તેજે ઊડી ઝબકતા આગિયાપંક્તિ તુલ્ય,
વિદ્યુત્ દૃષ્ટિ ધરતી તુજને નાખવી મ્હેલ મધ્ય. ૨૧

તન્વંગી ને મૃદુલ ઉદરે જોબના ઊંડી નાભિ,
દાંતો તીણા ચકિત મૃગી–શી દૃષ્ટિએ બિંબઓષ્ઠી,
શ્રોણીભારે ધીરી ધીરી જતી કાંઈ નામી સ્તનો એ,
જે બ્રહ્માના યુવતિસૃજને આદ્ય–શી ત્યાં હશે તે. ૨૨

તેને બીજા મુજ જીવિત-શી જાણજે થોડબોલી,
આ હું છેટે સહચર પડ્યે ચક્રવાકી-શી સૂની;
માનું બાળા દિવસ વસમા ઝૂરી કાઢંત તેથી,
દેખાશે તે બીજી જ ઠરી ગૈ શિશિરે પદ્મિની-શી. ૨૩

તે વ્હાલીનાં રડી રડી ખરે નેત્ર સૂજ્યાં હશે ને,
વર્ણે ઝાંખો અધર દીસશે ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યે;
છૂટા કેશે પૂરું ન દીસતું હસ્તમાં નામ્યું વક્ત્ર
તારા યોગે ધૂસર શશિ-શું ભાસશે કાંતિહીણ. ૨૪

ગૂંથાયેલી પૂજનવિધિમાં તે તને ત્યાં જણાશે,
કાંતો કલ્પી મુજ કૃશ છબી દોરતી ત્યાં હશે તે,
વા પૂછંતી મધુરું વદતી પિંજરે સારિકાને,
આવે છે કે રસીલી સ્મૃતિએ પિયુ તું પ્રિય તેને. ૨૫

उत्सङ्गे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।
तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचिद्
भूयोभूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती

शेषान्मासान् विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पैः ।
मत्सङ्गं वा हृदयनिहितारम्भमास्वादयन्ती
प्रायेणैते रमणविरहेष्वङ्गनानां विनोदाः ॥२७

કાંતો મેલાં વસન મહીં તે અંકમાં મૂકી વીણા,
માગ નામે પદ રચી ઊંચે મૂર ઇચ્છંતી ગાવા;
ભીનાં તંતુ નયનસલિલે સૌમ્ય લૂંછી પરાણે,
વારે વારે ભૂલી જતી હશે મૂર્છના છેડી જાતે ૨૬

કાંતો વ્હેના દિનથી અવધિ સુધીના માસ બાકી,
ડેલી પૂજ્યા કુસુમ ગણવા ભૂમિએ તે મૂકન્તી;
કાંતો કલ્પ્યા ઉરક્રમ થકી માણતી મુજ સંગ,
નારીઓના રમણવિરહે પ્રાય આવા વિનોદ. ૨૭

દિને માનું વિરહ ન દમે આમ રહેતા વિનોદે,
રાત્રી કષ્ટે તુજ સખી હશે કાઢતી નિર્વિનોદે;
સંદેશાથી સુખિણી કરવા બેસી ત્યાં હર્મ્યજાલે,
અર્ધી રાગે ધરણી સૂતી ને જાગતી સાધ્વી જોજે. ૨૮

પ્રાચી મૂળે રહી શશિકળા માત્ર બાકી તનુ-શી,
ચિંતા – રોપી વિરહશયને એક પાસે સૂતેલી:
ઇચ્છયા ભોગે ક્ષણ-શી રજનિ કાઢતી મારી સાથે,
ઊનાં આંસુ થકી રજની તે લાંબી કાઢંતી વ્રેહે. ૨૯

ગોખે આવ્યા અમૃતશીતળા ચંદ્રના રશ્મિ સામી,
નાખી પૂર્વે પ્રીતિથી તદપિ નાખી તેવી જ ખેંચી,
અભ્રે છાયા દિનની ન ખીલી ના બીડી પદ્મિની-શી,
અંતરદુઃખે સલિલથી ભરી પાંપણે દૃષ્ટિ છાતી. ૩૦

निःश्वासेनाधरकिसलयक्लेशिना विक्षिपन्तीं
शुद्धस्नानात्परुषमलकं नूनमागण्डलम्बम् ।
मत्संभोगः कथमुपनयेत्स्वप्नजोऽपीति निद्रा-
माकांक्षन्तीं नयनसलिलोत्पीडरुद्धावकाशाम् ॥३१॥

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा तां मयाद्वेष्टनीयाम् ।
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्तीं
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण ॥३२॥

सा संन्यस्ताभरणमबला पेशलं धारयन्ती
शय्योत्संगे निहितमसकृद् दुःखदुःखेन गात्रम् ।
त्वामप्यस्त्रं नवजलमयं मोचयिष्यत्यवश्यं
प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥३३॥

जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मा-
दित्थंभूता प्रथमविरहे तामहं तर्कयामि ।
वाचालं मां न खलु सुभगंमन्यभावः करोति
प्रत्यक्षं ते निखिलमचिराद् भ्रातरुक्तं मया यद् ॥३४॥

रुद्धापाङ्गप्रसरमलकैरञ्जनस्नेहशून्यं
प्रत्यादेशादपि च मधुनो विस्मृतभ्रूविलासम् ।
त्वय्यासन्ने नयनमुपरिस्पन्दि शंके मृगाक्ष्या
मीनक्षोभाच्चलकुवलयश्रीतुलामेष्यतीति ॥३५॥

સાદા સ્નાને બરછટ લટો ગાલ ઝૂકેલ તેને,
વિખેરંતી અધર-ટીશીને સેકી દેતા નિસાસે;
કેમે સ્વપ્ને પણ રતિ રમે મુજશું નિંદ તેથી,
ઝંખી રહેતી પણ જલભરી આંખ ના ભેગી થાતી. ૩૧

વર્જી હારો વિરહદિનથી ગૂંથી બાંધેલ પ્હેલાં,
શાપાંતે જે મુજથી ઝૂંટવી શોકવિમુક્ત થાતાં;
ગાલે છાઈ દુખદ વસમી ગૂંચની વેણી એક,
લાંબા વાધ્યા કરનખ થકી સારતી વાર વાર. ૩૨

વારે વારે દુઃખથી દૂબળાં ધારતી માત્ર ગાત્ર,
કાઢી નાંખી ભૂષણ અબળા સૂતી તે સેજ મધ્ય;
જોઇ તું યે નવ જલ રૂપી આંસુ પાડીશ સાચે.
પ્રાયઃ સર્વે દ્રવી પીગળતાં આર્દ્ર હૈયા તણાં જે. ૩૩

જાણું તારી સખીનું મુજમાં ચિત્ત સ્નેહાનુરક્ત,
તેથી કલ્પ્યું પ્રથમ વિરહે તેની સ્થિતિ હું આમ;
માની સારું સ્વીય બધું ખરે બોલું ના કૈં વિશેષ,
જે મેં ભાખ્યું બધું તું નજરે બંધુ! જોઈશ સર્વ. ૩૪

રોધ્યું કોણે હલન લટથી કોરું આંજ્યા વિનાનું,
છોડી દીધું મધુ પણ વળી તેથી ભ્રૂભંગ ભૂલ્યું;
ત્યાં તું જાતાં મૃગનયનીનું ફર્કતું નેન ઊંચે,
મીન સ્ફુર્યે વિચલિત નીળાં પદ્મ-શું માનું સ્હોશે. ૩૫

तामायुष्मन्मम च वचनादात्मनश्चोपकर्तुं
    ब्रूयादेवं तव सहचरो रामगिर्याश्रमस्थः ।
अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः
    पूर्वाभाष्यं सुलभविपदां प्राणिनामेतदेव ॥४१॥

अङ्गेनाङ्गं प्रतनु तनुना गाढतप्तेन तप्तं
    सास्त्रेणाश्रुद्रुतमविरतोत्कण्ठमुत्कण्ठितेन ।
उष्णोच्छ्वासं समधिकतरोच्छ्वासिना दूरवर्ती
    संकल्पैस्तैर्विशति विधिना वैरिणा रुद्धमार्गः ॥४२॥

शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्ता-
    त्कर्णे लोलः कथयितुमभूदाननस्पर्शलोभात् ।
सोऽतिक्रान्तः श्रवणविषयं लोचनाभ्यामदृष्ट-
    स्त्वामुत्कण्ठाविरचितपदं मन्मुखेनेदमाह ॥४३॥

श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं
    वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासा-
    न्हन्तैकस्मिन्क्वचिदपि न ते चण्डि सादृश्यमस्ति ॥४४॥

त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलाया-
    मात्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुम् ।
अस्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे
    क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ कृतान्तः ॥४५॥

હે આયુષ્મન્ ! મુજ વચનથી ને સ્વશ્રેયાર્થ તેને,
કહેજે તારો પતિ કુશળ ને વાસ રામાદ્રિમાં છે;
ને પુછાવ્યું કુશળ અબળા ! તારું વિયોગીએ તે,
પ્હેલાં આવું પૂછવું ઘટતું દુઃખભાગી જીવોને. ૪૧

શોષ્યાં તાપ્યાં સજળ તલસ્યાં ઉષ્ણ ઉચ્છ્વાસવાળાં;
તારા અંગે કૃશ અતિ ધીખ્યાં ઝંખતાં અશ્રુભીનાં;
ઊના શ્વાસો વહન કરતાં અંગથી દૂર આ હું
વૈરી દૈવે રુધિત પથનો કલ્પી તે તે સમાઉં. ૪૨

ઊંચે કહેવા ઉચિત સખીઓ હોય બેઠી છતાં જે,
કાને કહેવા લલચઈ જતો મુખના સ્પર્શલોભે,
તે એ તારો શ્રવણ દૃગથી દૂર નાદૃષ્ટ પ્રિય,
ઉત્કંઠાથી પદ રચી કહે મુજ મુખેથી આમ. ૪૩

તર્કું જોઉં ચકિત મૃગીની દૃષ્ટિએ દૃષ્ટિપાત,
ચંદ્રે કાન્તિ મુખની શિખીના પિચ્છભારે સુકેશ;
શ્યામા વેલે શરીર નદીની ઊર્મિ લ્હેરે ભ્રૂભંગ,
હા ! એકેમાં કહીં પણ નહિ ચંડિ ! સાદૃશ્ય તુજ. ૪૪

ગેરુરજ્ઞ કુપિત પ્રણયે ચીત્રી તુંને શિલામાં,
હું પોતાને તુજ પગ પડ્યો ઇચ્છું આલેખવા જ્યાં,
ત્યાં તો અશ્રુ ઘડી ઘડી વહી દૃષ્ટિ રૂંધાતી મુજ,
સંખાતો ના ક્રૂર વિધિ થકી આપણો યોગ ત્યાંય. ૪૫

धारासिक्तस्थलसुरभिणस्त्वन्मुखस्यास्य बाले
दूरीभूतं मतनुमपि मां पञ्चबाणः क्षिणोति ।
घर्मान्तेऽस्मिन्विगणय कथं वासराणि व्रजेयु-
र्दिक्संसक्तप्रविततघनव्यस्तसूर्यातपानि ॥४६॥

मामाकाशप्रणिहितभुजं निर्दयाश्लेषहेतो-
र्लब्धायास्ते कथमपि मया स्वप्नसंदर्शनेषु ।
पश्यन्तीनां न खलु बहुशो न स्थलीदेवतानां
मुक्तास्थूलास्तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति ॥४७॥

भित्त्वा सद्यः किसलयपुटान्देवदारुद्रुमाणां
ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन प्रवृत्ताः ।
आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः
पूर्वं स्पृष्टं यदि किल भवेदङ्गमेभिस्तवेति ॥४८॥

संक्षिप्येत क्षण इव कथं दीर्घयामा त्रियामा
सर्वावस्थास्वहरपि कथं मन्दमन्दातपं स्यात् ।
इत्थं चेतश्चटुलनयने दुर्लभप्रार्थनं मे
गाढोष्माभिः कृतमशरणं त्वद्वियोगव्यथाभिः ॥४९॥

नन्वात्मानं बहु विगणयन्नात्मनैवावलम्बे
तत्कल्याणि त्वमपि नितरां मा गमः कातरत्वम् ।
कस्यात्यन्तं सुखमुपगतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥५०॥

ષ્ટિ ભીંજી ભૂમિ-શું સુભગા ! તારું ફૅરંતું મુખ.
છેટે થાતાં કૃશ પણ મને સોસી લેતો મનોજ;
દેશાછાયા ઘન જલદથી ના દીસે ભાનુ એવા,
આ ગ્રીષ્માંતે પછી દિન કહે કાઢવા શે અકારા. ૪૬

મે સ્વપ્ને અતિ દુખ થકી પામી મેળાપ તુજ,
વ્યોમે મારા ભુજ પ્રસરતા ગાઢ આલિંગનાર્થ;
વારે વારે નીરખી વનની દેવીઓ સ્થિતિ આમ,
સારે અશ્રુ તરુની કૂંપળે સ્થૂલ મોતી સમાન. ૪૭

ભેદી તાજાં કૂંપળપુટને દેવદારુ દ્રુમોના,
વ્હેતા તેના ચીકથી પમર્યા દક્ષિણે જે વહંતા;
પ્હેલાં અંગ તુજ કદીક જો સ્પર્શ પામ્યા હશે એ,
માની ભેટું ગુણવતિ ! શીળા વાયુ હિમાદ્રિના એ. ૪૮

થાયે શાથી પલક સરખી દીર્ઘ પ્હોરોની રાત,
સૌ સ્થિતિમાં દિન પણ તપ્યા મંદ થાયે શી રીત;
આવું મારું તરલનયના ! દુર્લભ પ્રાર્થ્યું ચિત્ત,
તારા ભારી વિરહદુખથી સ્થિતિ પામ્યું અનાથ. ૪૯

આવું વ્હાલી કંઈ કંઈ કરી ધારું હું મારી જાત,
તો કલ્યાણી ! ધરીશ ન તુંયે ચિત્તમાં ઝાઝી બીક;
કોને હોયે સુખ સુખ સદા કે સદા દુઃખ દુઃખ,
નીચે ઊંચે ફરી રહી દશા ચક્રનેમિક્રમે જ. ૫૦

शापान्तो मे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ
शेषान्मासान्गमय चतुरो लोचने मीलयित्वा ।
पश्चादावां विरहगुणितं तं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु ॥५१॥

भूयश्चाह त्वमपि शयने कण्ठलग्ना पुरा मे
निद्रां गत्वा किमपि रुदती सस्वनं विप्रबुद्धा ।
सान्तर्हासं कथितमसकृत्पृच्छतश्च त्वया मे
दृष्टः स्वप्ने कितव रमयन्कामपि त्वं मयेति ॥५२॥

एतस्मान्मां कुशलिनमभिज्ञानदानाद्विदित्वा
मा कौलीनाच्चकितनयने मय्यविश्वासिनी भूः
स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगा-
दिष्टे वस्तुन्युपचितरसाः प्रेमराशी भवन्ति ॥५३॥

आश्वास्यैवं प्रथमविरहोदग्रशोकां सखीं ते
शैलादाशु त्रिनयनवृषोत्खातकूटान्निवृत्तः ।
साभिज्ञानप्रहितकुशलैस्तद्वचोभिर्ममापि
प्रातः कुन्दप्रसवशिथिलं जीवितं धारयेथाः ॥५४॥

कच्चित्सौम्य व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे
प्रत्यादेशान्न खलु भवतो धीरतां कल्पयामि ।
निःशब्दोऽपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥५५॥

વિષ્ણુ ઊઠયે નગશયનથી આવશે શાપ અંત,
આંખો મીંચી વ્યતિત કરજે બાકીના ચાર માસ;
પશ્ચાત્ ઝંખ્યા વિરહદિનના આપણા કોડ સર્વે,
માણી લૈશું શરદની ખીલી ચાંદની રાત્રિઓએ. ૫૧

પાછો તે ફ્હે મુજ – શું શયને એકદા કંઠ ભીડી,
સૂતી'તી ત્યાં રડતી ઊઠી'તી શાથી એ ચીસ પાડી;
બ્હી બ્હી પૂછ્યું તવ હસી ઊંડું તેં કહ્યું'તું મને કે,
સ્વપ્ને દીઠા શઠ! વિલસતા કોક–શું મેં તમોને. ૫૨

એ એંધાણી થકી કુશળ હું જાણી તું લોલ નૈના!
આશંકા ના ધરતી મુજમાં બોલ સુણી જનોના:
સ્નેહ ગ્રેહે ક્ષિણ થઈ જતો લોક કહે છે અમાણ્યે,
વ્હાલી વસ્તુ મહીં વધી રસ પ્રેમરાશિ બને છે. ૫૩

પ્હેલાં વ્હેથી તુજ સખી અતિ દુઃખીને આમ ઠારી,
જલ્દી પાછો વળી શિવ-વૃષે શૃંગ ખૂંદ્યા ગિરિથી;
તેના ક્હાવ્યા કુશળથી અને ખૂણથી ધારી લેજે,
મારું યે તું જીવિત દૂબળું પ્રાતરે કુંદ શું જે. ૫૪

સોંપ્યું મારું કયમ કરીશ ને સૌમ્ય આ બન્ધુકાર્ય,
ન્હે બોલ્યાથી કદિ નહિ ખરે શંકું ગાંભીર્ય તુજ;
તું ના ગાજે પણ જળ દીએ યાચતા ચાતકોને,
અર્થી અર્થો પૂરણ કરવા સંતના ઉત્તરોએ. ૫૫

## પૂર્વ મેઘદૂતના કઠિનશબ્દાર્થ

આ કાવ્યની મૂળ કથા એવી છે કે ધનેશ કુબેરભંડારીના એક કર્માધિકારી યક્ષે પોતાની ફરજમા ગફલત કરવાથી એના સ્વામી કુબેરે એને વર્ષ એકનો શાપ આપ્યો તેથી યક્ષને પોતાની નિવાસભૂમિ અલકા છોડી દક્ષિણમા રામગિરિમા જવુ પડયુ. ત્યાથી એ યક્ષ વિખૂટી પડેલી પોતાની પ્રિય પત્નીને, જેવી રીતે શ્રીરામચંદ્રે હનુમાન દ્વારા સીતાજીને સંદેશો મોકલ્યો હતો, તેવી રીતે મેઘ દ્વારા પોતાની ઉન્માદવાળી અવસ્થામા સંદેશો પાઠવે છે. વસ્તુની આટલી જ રૂપરેખામા કવિ સ્વીય કલ્પના-બાહુલ્યથી અને નૈસર્ગિક કુદરતવિહરણથી મેઘદૂત નામના કાવ્યનુ કવન કરે છે આખા કાવ્યમા એક જ મંદાક્રાંતા છંદ છે ૧ સ્ખલિતધરમે પોતાના કર્તવ્યને ચૂકેલો. સામર્થ્ય ભ્રષ્ઠ : મહિમા વગેરેનો રામગિર્યાશ્રમોમા ઉન્માદવાળી અવસ્થાના કારણે રામગિરિ ઉપર અનેક આશ્રમોમા

૨ અદ્રિ : પર્વત. ભેટી દંતુ ક્રીડત પર્વતને પોતાના દંતૂશળ મારી મારીને ક્રીડા કરતો શૃંગ શિખર. કનકનુ કડુ પહેલાના વખતમાં પુરુષો પણ હાથમા સોના રૂપાના કડાં પહેરતા એવાં પહેરેલા કડા હૃદયની વ્યાકુળતાથી અને પરિતાપથી ક્ષીણ શરીર થઈ જવાથી નીકળી પડેલા સૂના હાથે.

૩ કુતૂહલ તણા : કૌતક અને અભિલાષાને ઉત્પન્ન કરનાર આરસીનાથી: જેવા તલસતા.

૪ મૂળ શ્લોકમા—प्रत्यासन्ने नभसि તેમા नभसि નો અર્થ ટીકાકાર મલ્લિનાથે શ્રાવણ માસ કર્યો છે. અને

એનો અર્થ મેઘ લઈએ તો : વર્ષાપ્રાપ્ત્યે સહચરી તણાં પ્રાર્થના રક્ષણાર્થ આવી પદરચના થાય. અર્ધ્ય : પૂજનવિધિ. કુટજ-કુસુમ ; કડછાલ ની વનસ્પતિના ફૂલ.

૫ . કરણ સબળા : કરણ એટલે ઇંદ્રિયો ; સબળ ઈંદ્રિયો વાળા. ઔત્સુકયે : ઇચ્છિત અર્થપ્રાપ્તિમાં નિમગ્નતા-અંધતા. આ શબ્દ 'ઇચ્છિત' છે. અને એ સુકયો છે. દીન પ્રકૃતિના : કામવિકારના પ્રભાવે પરવશ સ્વભાવના, મૂઢ સ્વભાવના. कामान्धो नैव पश्यति કામીને માટે આ વચન ધ્યાનમાં લેવા યોગ્ય છે.

૬ . પુષ્કરાવર્તક : ઉત્તમ જાતિના એક મેઘ. શતક્રતુ : ઇંદ્ર.

૭ . હર્મ્ય : મહેલ. બાહ્યોદ્યાન : બહાર આવેલો બાગ.
૮ . सगन्ध નો અર્થ સગર્વ ન લેતાં સ. ગ. ભાષાંતરના પ્રખર કેશવલાલ ભાઈ ધ્રુવના સૂચન પ્રમાણે સ્નેહી લીધો છે.

૧૦ . અવિરત : કયાંય પણ જરી થોભ્યા વગર.

૧૧ . શિલીંધ્ર: વર્ષાઋતુમાં ઊગતી એક વનસ્પતિ : જેને ગુજરાતી ભાષામાં બિલાડીના ટોપ કહે છે. તે. શકલનું : કમળ ફૂલના રેષાના ટુકડાઓનું. માનસોત્સુક : માનસરોવર જવા માટે આતુર.

૧૨ . શીખ : રજા. મેખલા : મધ્યભાગ. અંકી સ્પર્શવાળી થઇ. બાષ્પ : નેત્રનું જળ, આંસુ.

૧૩ . કર્ણપેય. સાંભળવા યોગ્ય.

૧૪. સરસ : રસભર્યા. નિચુલ : જમીન ઉપર થતાં નેતર. દિંનાગો : દિશાઓના પાલક હસ્તીઓ. ક્ષેપ : ઝપાટો. કર : સૂંઢ.

૧૫. મણિ : રત્નો. દીપ્તિ: કાન્તિ. વલ્મીકાગ્રે: રાફડાના મુખે; રાફડાના અગ્રભાગથી.

૧૭. દવ: વનનો અગ્નિ. આમ્રકૂટ : એ નામનો પર્વત: જેમાંથી નર્મદા નદી નીકળે છે, તે અમરકંટક પહાડ.

૧૮. પાર્શ્વ: ચારે બાજુ ફરતો. પરિણત: પાકાં. સ્નિગ્ધ: તેલ નાખેલી. શેષ: બાકી.

૧૯. શૈલ : પર્વત. વનચર : વનવાસીઓ. વધૂ: સ્ત્રીઓ. વિષમ: કર્કશ, કઠિન, ખરબચડા. વિંધ્યપાદે વિંધ્યાચળ પર્વતના મૂળમાં

૨૦. વાસિત: વાસવાળું કરેલું. વાંતિ : વમન, ઊલટી. ગૌરવાર્થ: માનાર્થ.

૨૧. કેસરો યુક્ત : રેષાઓ સહિત. નીપ : ભૂમિ ઉપર થતાં કદંબ. કંદલી : કેળ નહિ પણ લીલાં પાનના અને રાતાં પીળાં ફૂલના છોડ. કચ્છ : પાણીનાં ખાબોચિયાંનો કાંઠો, કિનારો. સારંગો: ભમરા, હાથીનાં બચ્ચાં અને કાળિયાર હરણ આ ત્રણે.

૨૨. આશ્લેષો : આલિંગનો.

૨૩. ક્ષતિ: ખોટીપો. દગ: નેત્ર.

૨૪. ગૃહખગ: વસ્તીમાં રહેનારાં પક્ષીઓ. ચૈત્યો: વસ્તી

માંહેલાં વૃક્ષો અને મંદિરો એમ બે અર્થ થાય છે. બૌદ્ધ ધર્મીઓનાં મંદિરોને ચૈત્ય કહેવાય છે: પગરણે : પ્રવેશે. દશાર્ણ અવન્તીની પૂર્વે આવેલો એક દેશ.

૨૫. વિદિત: પ્રસિદ્ધ. કામિતા: કામીપણું. મૃદુલ, ઝીણા ઝીણા. વક્રભ્રૂ: વાંકી ભ્રમર. વેત્રવંતી: વેત્રવતી નદી. વિદિશા આગળ વહેતી નદી.

૨૬. પુલકિત: રોમાંચિત. પ્રૌઢ: મોટા. પુષ્પી : ફૂલવાળા. નીચૈર: આ નામનો પર્વત. નાગરોનાં: નગરમાં વસનારા ઓના.

૨૭. તાજા બુંદે : તાજા ફોરાએ. ઉદ્યાનોમાં : વનમાં આવેલા સ્વાભાવિક બાગોમાં. કરણ ફૂલ : કાનમાં પહેરાતા ફૂલ. સ્વેદ : પરસેવો. લુચ્છે સ્વેદ ગાલે વિગેરે પદ રચનાનો અર્થ એવો છે કે કોમળતાને અંગે ગાલ ઉપર થતા પરસેવાને લુછતાં જે પરિશ્રમ થાય છે તેના કષ્ટથી કરમાતા ફૂલવાળો. ગ્રહે : લેજે.

૨૮ : ઉત્તરોન્મુખ : ઉત્તર દિશાએ જતો. હર્મ્યોત્સંગે : મહેલના ખોળામાં–મધ્યમાં–અગાસીમાં. વિમુખ : રહિત. ત્રસ્ત: ત્રાસવાળા.

૨૯ : કૂજત : કલરવ કરતા. મેખલા : કંદોરો, કંદોરા રૂપી પંક્તિ. સ્ખલતી : ઠોકર ખાતી. ચક્રી: પાણીમાં થતી ઘૂમરીઓ. આદ્ય : શરૂઆતનાં. પ્રણયવચનો : પ્રેમવચનો. નિર્વિંધ્યા : એ નામની નદી.

૩૦ : આ શ્લોક ઉપરથી જોઈ શકાશે કે મહાકવિ કાલિદાસ કુદરતમાં માનવ-જીવનનું આરોપણ કરી કેવું વિહરણ કરે છે.

૪૦ : રમણ ભવને : જેનામાં મન લાગેલું છે, તેવા જારના ભવને અથવા પોતાના પતિના ગૃહે. સોના નિકષ : સોનું કસી જોવાની કસોટીના પથ્થર ઉપર પડેલી સોનાની રેખા સમાન.

૪૧ : મૂળ શ્લોકમાં "पा रा व ता या म्" છે. એના બે અર્થ થાય છે : કલરવ અને કબૂતર. 'નીરવતા' લઈ પદ્યરચના કરી છે. અને કબૂતર પ્રમાણે અર્થ લઈએ તો : "નિદ્રા લેતાં જહીં કબૂતરો કોક એ મ્હેલ છાજે" એવી પદ્યરચના થાય.

૪૨ : દગજળ : આંખનાં આંસુ. ખંડિતાનાં : ખિન્ન થયેલી, ઉદાસ બનેલી. હિમાશ્રુઓ : હિમના જલકણરૂપી આંસુઓ

૪૩ : ગંભીરા : એ નામની સરિતા. હર્ષિત : પ્રસન્ન. પ્રકૃતિમધુરો : સ્વભાવથી જ મધુરો. લોલ : ચંચળ. કુમુદ ધવલું ધોળા કમળના જેવું. ચપળ કુંદતા ધોળા મીનના જેવું-જોતું.

૪૪ : વેત્રશાખા : નેતરની શાખા. વસન : વસ્ત્ર. નિતંબ : કટિનો પાછલો ભાગ. તીર : નદીનો કાંઠો એજ નિતંબ. આસ્વાદુ : એક વખત સ્વાદ ચાખેલો. શકત: સમર્થ.

૪૫ : દંતી : દંતૂશળવાળા હાથી. શુંઢાગ્રે : શુંઢના અગ્રથી. દેવગિરિ : એ નામનો પર્વત. ઝાંસીની નૈઋત્યે આવેલો હાલનો દેવગઢ.

૪૬ : ઘન : મેઘ. સ્કંદ: કાર્તિક સ્વામી. ચંદ્રચૂડ : મહાદેવ.

૪૭ : જ્યોતીરેખા-વલયનું : ચળકતી રેખાવાળા મંડળ-કુંડાળાનું. શ્વેતાપાંગે : શ્વેત અપાંગે ; નેત્રની કાનની બાજુની છેડાની બાજુએ શ્વેત, શિવજીના મસ્તકમાં ધારેલ શશિના પ્રકાશથી મયૂરના નેત્રના ખૂણા વધારે શ્વેત. અદ્રિ : પર્વત.

૪૮ : શરવણ થયા : શરનું વન; શર જેમાંથી થાય છે એ ઘાસમાંથી જન્મ્યા. તંત્રી: વીણા. દ્વન્દ્વ : યુગલ. સુરભિ યજતો : ગોમેધ. નદીએ: ચર્મવતી નામની નદીએ.

૪૯ : વિષ્ણુનો વર્ણચોર; વિષ્ણુના જેવા શ્યામ રંગનો. નભચર: વ્યોમમાં વિચરનાર.

૫૦ : વિભ્રમોની : નર્તનોની; વિલાસોની. પક્ષ્મો : પાંપણો. "મધુપ ધુમતા ડોલતા ડોલરેશી:" ડોલી રહેલાં મોગરાનાં પુષ્પોમાં ગુંજારવ કરતા ભ્રમરોશા. દશપુર: રન્તિદેવની રાજધાની.

૫૧ : બ્રહ્માવર્તે પછી જનપદે : પછી બ્રહ્માવર્ત નામના પ્રદેશમાં; બ્રહ્માવર્ત એ સરસ્વતી નદી અને દ્દષદ્વતી નદી એ બેની વચમાં આવેલો દેશ. ગાંડીવધન્વા: ગાંડીવ નામના ધનુષને ધરનાર કુરુક્ષેત્ર : ભારતના જીવનનું એ ઇતિહાસ-પ્રસિદ્ધ સ્થળ.

૫૨ : મધુ : મદ્ય. હળધર: હળને ધારણ કરનાર શ્રી શ્રીકૃષ્ણના વડીલ બંધુ બળદેવ. રેવતી : એ એમનાં ધર્મપત્ની. નેત્ર અંકયું : રેવતીના નેત્રના પ્રતિબિંબવાળું. બંધુસ્નેહે : પોતાના સંબંધીઓ તરફની લાગણીએ. રણવિમુખ થઈ: કૌરવ પાંડવના યુદ્ધના સમાચર સાંભળી ઉદાસ થઈ રણાંગણ છોડી. સારસ્વાતીનું : સરસ્વતીનું.

૫૩ : કનખલ: હરદ્વાર પાસેનું સ્થળ. શૈલરાજેથી; હિમાલયમાંથી.

૫૪ : સુરનો હસ્તી : ઇન્દ્રનો હસ્તી, ઐરાવત. "અસ્થાને શું મળી જ યમુના સંગ, એવી સુહાશે." ઉજ્જવળ રંગ વાળી ગંગા અને કાળા રંગવાળી જમુના તે બેઉનો પ્રયાગ આગળ સંગમ થાય છે, તે ઉજ્જવળ સંગવળી ગંગામાં મેઘની શ્યામછાયા પડવાથી બન્નેનો સંગમ થયા જેવો દેખાવ થવાથી અસ્થાને તેમનો સંગમ થયો છે કે શું ?

૫૫ : મૃગો : નાભિમાં કસ્તૂરીવાળા મૃગો. ધોળા શંભુ વૃષભથી : શંભુના ધોળા પોઠિયાથી. પંક : કાદવ.

૫૭ : શરભ : આઠ પગવાળાં હિમાલયનાં ભયંકર પ્રાણીઓ.

૫૮ : કીચકો; એક જાતના પોલા વાંસ. ત્રિપુરજય : આકાશ, પૃથ્વી અને અંતરીક્ષ એ ત્રણેમાં: સુવર્ણ, રજત અને લોહનાં પુર તેમાં જય. કિન્નરીઓ કિન્નરની સ્ત્રીઓ. આ શ્લોકમાં કુદરતના નૈસર્ગિક આનંદમાં મહાકવિ કેવું રમણ કરે છે!

૬૦ : હંસદ્વારે ; માનસરોથી હંસોને જવા આવવાના માર્ગે. ભૃગુપતિયશોમાર્ગ : ભૃગુપતિ એટલે પરશુરામનો યશસૂચક માર્ગ–ધનુર્વેદ શીખ્યા પછી કાર્તિક સ્વામીની સ્પર્ધામાં પરશુરામે એ પહાડમાં બાણથી બાકોરું પાડેલું તે ક્રૌંચરંધ્ર : ક્રૌંચ નામના પહાડમાં પાડેલું બાકોરું. શ્યામ: વિષ્ણુએ.

૬૧ : દેવસ્રીના દરપણ; એ કૈલાસ પર્વતનું વર્ણન છે. એ પર્વત રજત અને સ્ફટિકનો છે, તેથી એને દર્પણની ઉપમા આપેલી છે. એ પર્વતને રાવણે ઉપાડયો હતો તેથી એનાં શિખરના સાંધા સખળડખળ થઈ ગયા હતા, એવું પૌરાણિક વર્ણન છે. શંભુનું અટ્ટહાસ: આ જે વર્ણન છે તે કૈલાસનું અદ્ભુત વર્ણન છે.

૬૨ : ગજદશન: હાથીના દાંત. અનિમિષ : આંખ પટપટાવ્યા વગર.

૬૩ : ભુજગ વલય : સર્પરૂપી કંકણ. જલૌધે : જલના પ્રવાહે. પાયરીઓ થવાને : પગથિયારૂપે ગોઠવાવાને.

૬૪ : વલય: કંકણ ધારાગૃહ : જલધારાઓ જેમાંથી છૂટે તેવું યંત્ર ; ફુંવારો. ક્રીડા–માતી : ક્રીડામાં મસ્ત.

૬૫ : નગેન્દ્ર : પર્વતોમાં શ્રેષ્ઠ, કૈલાસ.

૬૬ આ શ્લોક રચવામાં સ્વ. કેશવલાલભાઈ ધ્રુવે ભાવપૂર્વક સૂચન કરેલું તેથી જ એ શ્લોકની રચના સ્પષ્ટ થઈ શકી છે. આ શ્લોકમાં અલકાની ઓળખ અને એની સાર્થકતા મહાકવિએ કરી છે. ગંગા સાડી : ગંગાના પ્રવાહ ને સાડીનું રૂપક આપેલું છે. સરકી એટલે ખસેલી, એને ધારણ કરતી અલકાને સુંદરીનું અને કૈલાસને પિયુનું રૂપક આપેલું છે. કામચારી : કામના પ્રમાણે રૂપ ધારી વિચરનાર. અભ્રો : વાદળઘટા. સ્રવત : ઝરતી. ઋતુમાં. વર્ષા ઋતુમાં. ભૂરિવિમાના: ઊંચાં વિમાનો–સાત માળવાળા મહેલો જ્યાં છે એવી ચલકા નગરી. આ જ શબ્દ જેની ઉપમા આપી છે, તે સ્રીને પણ લાગે છે, અને એનો અર્થ વિમાના: માન ત્યજેલી; અનુકૂળ એવો થાય છે. વામા: ··મિની.

# ઉત્તરમેઘ

પૂર્વ મેઘમાં રસપૂર્ણપણે રમણ કરનાર મહાકવિએ સંદેશવાહક મેઘ દૂતને માર્ગમાં આવનારાં અનેક સ્થળોનું વિવિધ પ્રકારે વર્ણન કર્યું છે. અને છેલ્લે છેલ્લા શ્લોકમાં જ્યાં પોતાની હૃદયનિવાસીનીનો નિવાસ છે તે અલકા નગરીનું મનોરમ્ય રીતે સૂચન કર્યું છે. એ અલકા નગરીનું હવે મહાકવિ આ ઉત્તર મેઘમાં ૧૪ શ્લોકોમાં વર્ણન કરે છે અને મેઘને અનેક પ્રકારે સુહાવ્યો છે. અને આની શરૂઆતમાં જ એ મેઘની સાથે અલકાના મહેલોની સરખામણી કરી છે.

૧: જો તારે વિદ્યુત્ છે તો ત્યાંના મહેલોમાં રમણીય લલનાઓ છે. જો તારે ઇંદ્રનું ધનુષ છે, તો એ મહેલોમાં અનેકવિધ સુંદર ચિત્રો છે. જો તું મીઠો ગંભિર ગર્જે છે તો ત્યાં મહેલોમાં સંગીતમાં મૃદંગો ઠણકી રહેલાં છે. તારી અંદર જળ ઝગી રહ્યું છે તો ત્યાંના મહેલોની ભૂમિ મણિઓથી ઝળહળી રહી છે. તું ત્યાં વ્યોમમાં ઊંચો છે તો ત્યાંના મહેલો તારા જેવા જ ગગનચુંબી છે. આવી રીતે અનેક વૈભવયુક્ત તારી સ્પર્ધામાં ત્યાંના મહેલો કોઈ રીતે ઊતરે એમ નથી.

આ મહેલો આવા આવા વૈભવવાળા છે એમ સરળતાથી વર્ણવીશકાત, પણ કુદરતપ્રિય મહાકવિએ કુદરત સાથે તેનું સંયોજન કરી ભવ્ય રીતે વર્ણન કર્યું છે. આ શ્લોક જરા અટપટો લાગવાથી તેનો સરળ અર્થ અમે આપી દીધો છે.

૨ : ક્રીડાકમળ: વિનોદને ખાતર કમળનાં ફૂલ. અલકે: લટોમાં. કુંદ; મોગરો. લોધ્રપ્રસૂનરજથી: લોધરનાં ફૂલોની રજથી. પ્રસૂન: ફૂલ. કુરબક: વસંતમાં ખીલતાં એક જાતનાં ફૂલ. શિરીષ: એ નામના વૃક્ષનાં ફૂલ. નીપ: કદંબનાં ફૂલ. આ સર્વે ઋતુમાં થતાં પુષ્પોનો બહાર છે, ત્યાંની લલનાઓને પુષ્પોના શણગારથી બહલાવી દીધી છે.

૩ : આ શ્લોક ક્ષેપકમાં ગણવામાં આવ્યો છે, છતાં મલ્લિનાથ વ્યાખાતાએ તેને પૂર્વ મેઘમાં લીધો છે. રવિહય: સૂર્યના અશ્વો. દશમુખ : રાવણ; રાવણ જ્યારે કૈલાસ ગયેલો તે વખતનું આ વર્ણન છે સુભટો: યોદ્ધાઓ. ચંદ્રહાસ ક્ષતાંકે: ચંદ્રહાસ નામની રાવણની તરવાર. ક્ષત: એટલે ઘા તેના અંક ચિહ્નથી.

૪ : હંસશ્રેણી: હંસની હાર. તે રૂપી સર એટલે કંદોરો, કટિમેખળા. ભવન-મયુરો: ગૃહમાં પાળેલા, ગૃહમાં હરતા ફરતા મોર. કલાપિ: પીંછાના સમૂહે. જ્યોત્સ્ના: ચાંદની.

૬ : રતિફળ મધુ: એટલે કામક્રીડાનું ફળ આપે એવો મધુ એટલે એક જાતની મદિરા.

૭ : મંદારો: છ દેવ વૃક્ષો માંહેલા એક વૃક્ષની જાત. મુષ્ટિએ: મૂઠીએ. મૂઠીમાં રત્ન મણિ લઈને રેતીમાં ક્યાંક દાટી એને શોધી કાઢવાની એક જાતની રમત. રત્ન મણિથી રમવામાં એ લોકનો વૈભવ બતાવે છે.

૮ : બિંબાધરા; બિંબ ભિલોડાં, ટીંડોળાં, આ પાકેલાં લાલ ઘૂમ હોય છે, તેના જેવા હોઠ વાળી. ચીર : રેશમી સાડી.

૯ : સદ્યઃ તુર્ત.

૧૦ : ચંદ્રકાંતોઃ એક જાતના મણિઓ; એમ કહેવાય છે કે, ચંદ્રનાં કિરણોને લીધે એમાંથી જલબિંદુઓ ટપકે છે. સુરતનોઃ કામ ક્રીડાથી ઊપજેલો.

૧૧ : નિધિઃ સંપત્તિભંડાર. ધનપતિઃ કુબેર. સંલાપંતાઃ આલાપ કરતા. વૈભ્રાજબાગઃ અલકાની બહાર આવેલો એ નામનો બાગ.

૧૨ : પોતાના પ્રિય રમણને ત્યાં જતી અથવા પોતાના પ્રિય પતિને ત્યાં જતી સુંદરીઓનું વર્ણન છે. અલકમાંથીઃ વાળની લટમાંથી. પહેલાંના વખતમા કાનમાં પુષ્પો ઘાલવામાં આવતાં હતાં. મોતીસેરે : અંબોડામાં મોતીગ્રથિત સેરે.

૧૩ : પણછઃ ધનુષ્યની દોરી; કામદેવની ધનુષ્યની દોરી ભ્રમરની હોય છે, એમ કહેવાય છે. ચાપઃ ધનુષ. ભ્રૂભંગોએઃ ભ્રમરની વક્રતાઓએ. દગઃ નયન. અમોઘઃ નિષ્ફળ નહિ જનાર. ચતુર વનિતા વિભ્રમે. ચતુર વનિતાના વિભ્રમેઃ નેત્રવિલાસે.

૧૪ નાનાઃ અનેક વર્ણના. મધુઃ મદિરા જે નયનોને નર્તનો શીખવવામા રામબાણ. અળતોઃ પગે રંગવાની લાખ-

૧૫ : આ શ્લોકથી માંડીને છ શ્લોકોમાં યક્ષ નિવાસનું વર્ણન છે, સુરધનુઃ ઇંદ્રનું ધનુષ્ય. તોરણઃ કમાન.

૧૬ : વાપીઃ વિહરણનો વિશાળ કુંડ. સોપાનઃ પાયરીઓ. વૈદૂર્યઃ એક જાતનાં રત્ન એના જેવી નાળે.

૧૭ : નીલમઃ એક જાતની શિલા. ક્રીડાઅદ્રિઃ વિલાસ માટેનો નાનો શો પર્વત. રુચિરઃ સુંદર. ભીતઃ ભયભર્યા.

૧૮ : અશોક: એ નામનું વૃક્ષ; અશોક બે જાતના છે; શ્વેત અને રક્ત પુષ્પવાળા; અહીં રક્ત પુષ્પના અશોકનું વર્ણન છે. રક્ત વૃક્ષ કામપ્રદ છે. મંડપાંત: મંડપને છેડે.

૧૯ : વાસસ્તંભ: બેસવાનો સ્તંભ.

૨૦ : એંધાણી: નિશાની. પ્રથમના સમયમાં શંખ અને પદ્મ બહારસાખે ચીતરવામાં આવતાં હતાં. નવ નિધિ ઓ માંહેલા બે છે. તે સંપત્તિશીલતા બતાવે છે.

૨૧ : કલભ તનુશો: હાથીના બચ્ચાંના શરીરના જેવો. સંચાર કાજે: પ્રવેશ માટે. વિદ્યુત-દૃષ્ટિ: વિદ્યુત જેવી દૃષ્ટિ.

૨૨ : વન્વંગી : જાડીએ નહિ અને પાતળી પણ નહિ; સમ બાંધાની. મૃદુલ: પાતળું; અસ્થૂલ. જોબનના : યૌવનના બહારવાળી. દાંતો તીણા : એકસરખા અણિયાળા. બિંબ-ઓષ્ઠી : લાલ ધૂમ પાકા ઘિલોડા જેવા હોઠ વાળી. શ્રોણી: કમ્મરનો પાછલો ભાગ.

૨૩ : સહચર : દાંપત્યમાં જીવનસાથી. સૂની: અટલી. એકલી પડેલી.

૨૪ : વક્ત્ર : મુખ. ધૂસર: ઝાંખો.

૨૫ : કલ્પી : છેટે હોવાથી અનુમાન કરીને. સારિકા: મેના ; એક જાતનું માદા પંખી.

૨૬ : વસન : પહેરેલાં વસ્ત્ર. મેલાં: વિરહ-અવસ્થાના કારણે ધોયા વગરનાં. મૂર્છના: આરોહાવરોહણ; સૂરની ચડ-ઊતર.

૨૭ : અવધિ સુધી : અંત લગી. ડેલી : ઉમરો, એના પૂજન અર્થે મૂકેલાં પુષ્પો તે ડેલી-સંખ્યા.

૨૮ : હર્મ્ય જાળે ; મહેલના જાળિયામાં.

૨૯ : પ્રાચીમૂળે : પૂર્વ દિશાના મૂળમાં. શશિકળા માત્ર બાકી તનુશી: અમાવસ્યા પહેલાં ચૌદશે ચંદ્રની અવશિષ્ટ રેખાના જેવા ક્ષિણ શરિર વાળી.

૩૦ : રશ્મિ : કિરણ. અભ્ર : વાદળ.

૩૧ : સાદા સ્નાને : સુગંધી તેલ વગેરે દ્રવ્યના ઉપયોગ કર્યા વગરના સ્નાને. અધર–ટીસીને: નીચેના કોમળ કૂંપળ શા હોઠને. સેકી દેતા નિસાસે : વિરહના પરિતાપે સંતાપતા નિસાસાએ.

૩૪ : સ્નેહાનુરક્ત : સ્નેહભર્યું. સદ્ય : તરત, એ જ ક્ષણે. સ્વીય : પોતાનું.

૩૫ : રોધ્યું કોણે હલન લટથી : વિરહ- અવસ્થાના કારણે માથાના વાળ ન ઓળવાથી આંખોના ખૂણાઓ ઉપર વાળની લટો લટકતી હોવાથી આંખનુ હલનચલ થઈ શકતું નથી. મધુ : મદિરા. ભ્રૂભંગ: ભ્રૂ વિલાસ. ફર્કતું નેત્ર ઊંચેઃ ઊંચે નેત્ર ફરકવું એ શુભ ચિહ્ન છે, શુભ શકુન છે; સ્ત્રીઓને ડાબી બાજુએ ફરકવું સારું અને પુરુષોને જમણી બાજુનું ફરકવું સારું.

૩૬ : સ્ફુર્શે : ફરકશે.

૩૭ : થોભજે માત્ર પ્હોર : પદ્મિની હોવાથી એક પહોર જ ઊંઘવાની અને તર્ત જાગ્રત થઈ જવાની.

૩૮ : સ્વાસ્થ્યે : સ્ફૂર્તિમાં.

૩૯ : સોહાગિણીઃ આ સંબોધન આપી એનું સૌભાગ્ય અને પતિની કુશળતા સૂચવ્યાં છે. " પ્રિય જલદ હું "

અને " મિત્ર તારા પિયુનો " આ શબ્દો વાપરી પોતાનામાં વિશ્વાસ ઉપજાવે છે અને " પથી પ્રેરું " એવું કહેવામાં પોતાનાં પરાર્થપણું અને ઉપયોગિતા સૂચવે છે.

૪૦ : ઉન્મુખી : ઊંચું મુખ રાખીને. ઉત્કંઠાથી · ઉત્સુકતાથી. ઉલસતી : ઉલ્લાસ પામતી. ગગથી મળવાથી.

૪૧ : આયુષ્મન : દીર્ઘાયુષી : આ સંબોધનાત્મક વિશેષણ મેઘના માનાર્થે છે. સ્વશ્રેયાર્થ : પરોપકારથી પોતાનું કલ્યાણ કરવા. દુઃખભાગી : દુખિયા. આ શ્લોકથી કહેવાનો સંદેશો આરંભાય છે. પૂર્વમેઘમાં અલકા સુધીના માર્ગનું કાવ્યવાણીમાં વર્ણન છે; ઉત્તર મેઘમાં અલકા નગરીનું વર્ણન કરી આગળ કાવ્યનું કવન ચાલે છે. ત્યારબાદ યક્ષના નિવાસનું અને યક્ષની પત્નીનું વર્ણન આવે છે, અને કહેવાનો સંદેશો કહેવામાં આવે છે.

૪૨ : આ શ્લોકમાં વિરહ-અવસ્થાને લઈને બન્ને પતિ પત્નીની થયેલી સમાન અવસ્થાનું વર્ણન છે. કલ્પનાના બળે થયેલી વિરહ-અવસ્થાનું સ્મરણ કરી પતિ પત્નીના સર્વાંગમાં પ્રવેશ કરે છે.

૪૩ : ઉત્કંઠાથી : અતિ આતુરતાથી.

૪૪ : આ શ્લોકમાં યક્ષ કુદરતની વસ્તુમાં પોતાની પત્નીના અંગોની સમાનતા જોવા મથે છે, પણ ક્યાંયે પૂરે પૂરી સમાનતા ન હોવાથી એ સંતાપ પામે છે અને આક્ષામણમાં "ચંડી" શબ્દનો ઉપયોગ કરે છે. સાદૃશ્ય સરખાપણું. શિખિના : મયૂરના. શ્યામા વેલ. એક જાતની રમણીય વેલ. ભ્રૂભંગ : કટાક્ષ , ભ્રૂવિલાસ.

૪૫ : ગેરૂરંગ: પૃથ્વીમાંથી નીકળેલા ગેરુના રંગથી. પ્રણયે : પ્રેમક્રીડામાં. કુપિત: રિસાયેલી. આસિઅના : શીત-

રવા. યોગ : મિલન.

૪૬ : વૃષ્ટિ–ભીજી.વર્ષાથી ભીંજાયેલી: મનોજ: કામ-દેવ. જલદ : વાદળાં. અકારા : કપરા.

૪૭ : મોતી સમાન : મોતી જેવડા મોટા; બોર બોર જેવડા. આવો પ્રયોગ આપણી ભાષામાં કરીએ છીએ. ગુરુજનો અને દેવનાં આંસુ ભોંય ઉપર ના પડવાં જોઈએ અને પડે તો અતિ ઉત્પાત થાય, એવી માન્યતા છે, તેથી વૃક્ષનાં પત્તાંઓમાં પડે છે એમ જણાવ્યું છે.

૪૮ : હિમાલયબાજુથી આવતાપવનને ભેટે છે અને તેનું કારણ બતાવે છે. કે કદાચ એ પવને તારો સ્પર્શ કર્યો હોય.

૪૯ : દુર્લભ પ્રાર્થ્યું ચિત્ત : અશક્ય વસ્તુને જંખી રહેલું ચિત્ત.

૫૦ : ચક્રનેમિ: ચક્રની આરા.

૫૧ : વિષ્ણુ ઊઠયે નગશયનથી : દેવ ઊઠી અગિયા-રસથી. અહિ : શેષનાગ ઉપરના શયનથી કોડ : મનોરથ.

૫૨ : આ શ્લોક એકદમ ગુહ્ય નિશાની આપે છે.

૫૩ : લોલનેના : ચપળ નેત્રવાળી. જુદા પડવાથી, દૂર રહેવાથી પરસ્પરનો સ્નેહ નષ્ટ થાય છે આવી સમજને કવિ નકારે છે અને કહે છે કે એતો પોતાની ઇષ્ટ વસ્તુમાં દિન પ્રતિદિન ખૂબ જ વૃદ્ધિ પામે છે.

૫૪ : આ શ્લોકમાં પોતાની આપેલી ગુપ્ત નિશાની સાથે સંદેશો પહોંચાડી પાછો વળી એની કુશળતાના સમા-ચાર મેળવવા અભિલાષા બતાવે છે. વૃષ : શિવજીનો બેસ-વાનો નંદી. ખૂણ : નિશાની. કુંદ : મોગરાનું ફૂલ.

૫૫ : આખો સંદેશો પૂરો થાય છે અને પૂછે છે

કે આ મંદેશો તેં ધારણ કર્યો ? અને આટલું બધું કાર્ય કરીશ કે ? પણ મેઘ તરફથી ઉત્તર કયાંથી મળે ? પણ કવિ જ સુંદર શબ્દોમાં એનો ઉત્તર આપે છે. અર્થી: અર્થી: યાચનારની અભિલાષાઓ.

૫૬ : આ કાવ્યનો આ છેલ્લો ઉદ્ગાર છે. યક્ષે પોતાનો સંદેશો પહોંચાડવાનું કામ મેઘને સોંપ્યું તે ઉચિત નહિ છતાં ન ચાલતા એ કાર્ય કરવું પડયું છે. તેને માટે સૌજન્ય સાથે યક્ષ લાચારી બતાવે છે અને કહે છે કે આપણી મૈત્રી સમજીને અથવા મારી વિરહ-અવસ્થા ધ્યાનમાં લઈને કે મારા ઉપર મહેર કરીને ગમે તે સમજ, પણ તું આટલો સંદેશો વિરહથી દુઃખીણી મારી કાંતાને પહોંચાડજે અને સાથે સાથે મારી લાગણીનું હૃદય જણાવું છું કે મારી માફક તારી વિદ્યુત્ કાંતાથી વિખૂટા પડવાનો તને યોગ કદિ પ્રાપ્ત થશો નહિ.

## પુરવણી

છેલ્લા ત્રણ અન્ય કવિના પુરવણીના શ્લોકો :

૧ : જનહિતરત : લોક કલ્યાણમાં નિમગ્ન. પ્રમોદ : અતિ આનંદ. ઉત્તમોને : શ્રેષ્ઠ જનોને. સદ્ય : તરત.

૩ . સદય . દયાભર્યા. શોક વામ્યાં: શોક વિનનાં શાશ્વતે : દીર્ઘકાળ લગી.

યક્ષે પાઠવેલો મંદેશો મેઘે પહોંચાડયો, પણ પછી એક બીજાને ભેટવા તલસી રહેલા યુગલનું શું થયું હશે એ જાણવાની લોકોની જંખના ધ્યાનમાં લઈ અન્ય કોઈ વિદ્વાન કવિએ આ ત્રણ અનુરૂપ શ્લોકો ગૂંથ્યા છે અને તેથી જનહૃદયને તૃપ્તિ થાય છે.

---

# શુદ્ધિપત્ર

## સંસ્કૃત

### પૂર્વમેઘ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૬ | लघुपतिर्मूंथ | लघुगतिर्भूय |
| ૧૬ | ૧૭ | पश्चादुच्च | पश्चादुच्चै |
| ૧૮ | ૧૮ | मुक्तरोयोनितंम्बम् | मुक्तरोधोनितम्बम् |

### ઉત્તરમેઘ

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૪ | विकाशम् | प्रकाशम् |
| ૫૦ | ૫ | भूयश्चाहं | भूयश्चाह |
| ૫૨ | ૫ | कस्मा | तस्मा |
| ૫૨ | ૯ | तं ( तत् ) संदशं | तत्संदेशं |
| ૫૨ | ૧૬ | नवि (भि) रत | नविरत |

## ગુજરાતી

### પૂર્વમેઘ

| | | | |
|---|---|---|---|
| ૫ | ૮ | દુજને | દુર્જને |
| ૭ | ૫ | ફુલવતી | ફલવતી |
| ૯ | ૧૧ | આશ્રમે | આશ્રયે |
| ૯ | ૧૧ | આપ્યે | આવ્યે |
| ૧૧ | ૪ | લઘૂને | લઘુ ને |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧૪ | ઉજ્જણીએ | ઉજ્જની‌એ |
| ૧૭ | ૨ | લેને | લૈને |
| ૧૭ | ૪ | વિશ્રામને | વિશ્રામજે |
| ૧૭ | ૧૩ | મ્હેકે | ર્‌હેકે |
| ૧૭ | ૧૫ | લે | લૈ |
| ૧૭ | ૨૦ | ૯૩ | ૩૯ |
| ૧૯ | ૧ | રહ્યા | રૂહ્યા |
| ૨૩ | ૨ | ઉંચી | ઊંચી |

## ઉત્તરમેઘ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૨ | સંગીતાર્થે | ત તો |
| ૩૭ | ૭ | ભીત | ભીત |



## મેઘદૂતમાં આવેલાં સુભાષિત

मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥

સંયોગીએ ચલિત મનના થાય જ્યાં જોઈ મેઘ,
આશ્લેષાથી પછી દૂર પડ્યા સ્નેહીનું કહેવું શું જ ?



कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥

સાચે કામી દીન પ્રકૃતિના જીવનિર્જીવમ હે.



याच्ञा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥

યાચા મારી વિફળ સુજને દુર્જને ન્હે ફળેલી



आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यः पाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ॥

આશાબંધે પ્રણયી હૃદયો પુષ્પ શાં નારીઓના
સંયોગે રહે ટકી જ બહુધા મધ જે ભ્રમ થાતા.



न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ॥

પૂર્વે કીધી ઉપકૃતિ લહી આશ્રયે મિત્ર આવ્યે
ક્ષુદ્રે થાનો વિમુખ ન પછી કહેવું શુ ઉચ્ચનુ તે?



रिक्तः सर्वो भवति हि लघु पूर्णता गौरवाय ॥
ખાલી સર્વે ખચિત લઘુને પૂર્ણતા ગૌરવાર્થ



स्त्रीणामाद्यं प्रणयवचनं विभ्रमो हि प्रियेषु ॥
સ્ત્રીના આદ્ય પ્રણયવચનો પિયુસુ હાવભાવ



मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्या ॥
માથે વ્હોરી સુહૃદ કૃતિમા કોઈ ના થાય મદ



आपन्नार्तिप्रशमनफला. संपदो ह्युत्तमानाम् ॥
છે સપતિ મહતની દુઃખો દુઃખીના ટાળવાને.



के वा न स्यु परिभवपदं निष्फलारम्भयत्ना ॥
કીધે યત્નો વિફળ અથવા કોણ ના હામી પામે

प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥
પ્રાયઃ સર્વે દ્રવી પીગળતા આર્દ્ર હૈયા તણાં જે.



कान्तोदन्तः सुहृदुपनतः संगमात्किंचिदूनः ॥
મિત્રે આણી ખબર પિયુની સંગથી લેશ ન્યૂન.



कस्यात्यन्तं सुखमुपगतं दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

કોને હોયે સુખ સુખ સદા કે સદા દુઃખ દુઃખ;
નીચે ઊંચે ફરી રહી દશા ચક્રનેમિક્રમે જ.



प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥
અર્થીઅર્થો પૂરણ કરવા સંતના ઉત્તરો એ.





| | | | | | |
|---|---|---|---|---|---|
| स्थल विगेरे मेघमां श्लोक | | | निर्विन्ध्या | पूर्व | २९ |
| अलका | पूर्व | ३०७ | नीचैः | पूर्व | २६ |
| अवन्ती | पूर्व | ३१ | ब्रह्मावर्त | पूर्व | ५१ |
| आम्रकूट | पूर्व | ३७ | महाकाल | पूर्व | ३४ |
| उज्जयिनी | पूर्व | २८ | मानसम् | पूर्व | ६५ |
| कनखलम् | पूर्व | ५३ | मालम् | पूर्व | १६ |
| कुरुक्षेत्रम् | पूर्व | ४९ | यमुना | पूर्व | ५४ |
| कैलास | पूर्व | ६१ | रामगिरि | पूर्व | १ |
| क्रौञ्चरन्ध्रम् | पूर्व | ६० | रेवा | पूर्व | १९ |
| गन्धवती | पूर्व | ३६ | विदिशा | पूर्व | २५ |
| गम्भीरा | पूर्व | ४३ | विशाला | पूर्व | ३१ |
| चरणन्यास | पूर्व | ५५ | विन्ध्य पर्वत | पूर्व | १९ |
| चर्मण्वती | पूर्व | ४८ | वेत्रवती | पूर्व | २५ |
| चित्रकूट | पूर्व | १२ | शिप्रा | पूर्व | ३१ |
| जाह्नवी | पूर्व | ५३ | सरस्वती | पूर्व | ५२ |
| दशपुर | पूर्व | ५० | सिंधुः | पूर्व | ३० |
| दशार्णा | पूर्व | २४ | हंसद्वार | पूर्व | ६० |
| देवगिरि | पूर्व | ४५ | हिमालय | पूर्व | ६० |

